1264

॥ શ્રીહરિઃ ॥

# મારો અનુભવ

मेरा अनुभव ( गुजराती )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

લેખક : જયદયાલ ગોયન્દકા

**पुस्तकें यहाँ भी उपलब्ध हैं—**

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**
१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
© ( 0261 ) 2237362, 2238065
२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास )
© ( 022 ) 22030717
३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड © ( 0712 ) 2734354
४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास © ( 0257 ) 2226393, 2220320
५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १
६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
© ( 040 ) 24758311, 66758311

**सं० २०७६ आठवाँ पुनर्मुद्रण १,०००**
कुल मुद्रण १९,०००

❖ **मूल्य—₹ १५**
**( पंद्रह रुपये )**

प्रकाशक एवं मुद्रक—
**गीताप्रेस, गोरखपुर—२७३००५**
**( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )**
फोन : **( ०५५१ ) २३३४७२१, २३३१२५०, २३३१२५१**
web : **gitapress.org** e-mail : **booksales@gitapress.org**
**गीताप्रेस प्रकाशन gitapressbookshop. in से online खरीदें।**

1264 Mera Anubhav_Section_1_Back

॥ શ્રીહરિઃ ॥

# નમ્ર નિવેદન

પરમશ્રદ્ધેય શ્રી જયદયાલજી ગોયન્દકા આ યુગમાં એક વિશેષ-અધિકાર પ્રાપ્ત મહાપુરુષ થયા. તેમના હૃદયમાં હરપળે એક ભાવ જ રહ્યા કરતો હતો કે જીવોનો ઉદ્ધાર શી રીતે થાય. તેમણે સ્વયં પોતાના પ્રવચનમાં જણાવ્યું હતું કે જો કોઈ કારણે મને સનેપાતની બીમારી લાગુ પડે તોપણ મારા મુખેથી એ જ શબ્દો સાંભળવા મળશે કે જીવોનો ઉદ્ધાર કેમ થાય. આ ઉદ્દેશ્યની પૂર્તિ કરવા માટે તેઓ ગંગાજીના કિનારે સ્વર્ગાશ્રમમાં ગ્રીષ્મ ઋતુમાં ૩-૪ મહિના માટે સત્સંગનું આયોજન કરતા રહેતા હતા. ત્યાં સત્સંગમાં આપેલાં પ્રવચનો તે સમયે લખી લેવામાં આવતાં હતાં. તે પ્રવચનો વાંચવાથી માલૂમ પડે છે કે તે પ્રવચનોમાં ઘણા રહસ્યપૂર્ણ વિલક્ષણ ભાવો વ્યક્ત થયા છે. તેથી, તે પ્રવચનોનો લાભ ભાઈ-બહેનોને સુલભ બને તે હેતુથી તે પ્રવચનોને લેખનું સ્વરૂપ આપીને પુસ્તકરૂપે પ્રકાશિત કરવામાં આવ્યાં છે. અમને આશા છે, આ પ્રવચનો વાંચીને લોકો આધ્યાત્મિક લાભ લેશે.

- **પ્રકાશક**

# વિષય-સૂચી

# મારો અનુભવ

તમામ સિદ્ધાંતોની આ જ વપાત છે કે હું શરીર નથી, આત્મા છું અને ભગવાનનો ચિદંશ છું. આવું માનવામાં આવે તો ભક્તિના માર્ગમાં અવરોધ આવતો નથી. વાસ્તવમાં મૃત્યુવેળાએ સ્થૂળ શરીરથી સંબંધ તૂટે છે અને મહાપ્રલયવેળાએ સૂક્ષ્મ શરીરથી સૂક્ષ્મ શરીરથી સંબંધ તૂટે છે. જ્ઞાનના સિદ્ધાંત થકી આત્મા અને પ્રકૃતિનો સંબંધ તૂટે છે અને આત્મા પરમાત્મામાં ભળી જાય છે. ભક્તિમાં જીવ અને ઈશ્વરનો ભેદ નિત્ય છે – ભગવાન નિત્ય છે. ભક્તિમાર્ગમાં માયા અનાદિ અને અનંત છે. બધા સિદ્ધાંતવાદીઓ સ્થૂળ અને સૂક્ષ્મ શરીરોના અંતને માને છે, કારણના નાશને કોઈ પણ માનતું નથી. ત્રણ શરીરોમાંથી બે શરીરો સાથેના સંબંધના વિચ્છેદને બધા જ માને છે. જીવ પરમાત્માનો અંશ છે, ભક્તિમાર્ગમાં સ્વામી-સેવકનો ભાવ છે. અંશ-અંશીની માન્યતાનો પણ આરોપ છે. કેવળ જ્ઞાનમાં તો અજાતવાદ છે – સૃષ્ટિ અને માયા છે જ નહીં; અને કેવળ ભક્તિમાં જીવ, ઈશ્વર અને પ્રકૃતિ કાયમથી છે અને કાયમ રહેશે.

હું બાલ્યાવસ્થામાં ભગવાનનું ચિત્ર સામે રાખીને મુખારવિંદ પર નજર માંડતો અને ભાવના કરતો કે ભગવાનમાં ક્રિયા થઈ રહી છે. એવો ભાવ રાખતો કે આમાંથી ભગવાન પ્રગટ થશે. આથી ભગવાનનું ધ્યાન રહેવું, પ્રસન્નતા રહેવી એ સ્વાભાવિક હતું. છબી એ કાગળ અને કાચ સિવાય અન્ય કશી ચીજ નથી, પરંતુ શ્રદ્ધા અને ભાવને લીધે ભગવાન વિશે ધ્યાન રહેતું હતું. મૂર્તિ ભલે પથ્થરની હોય કે કાગળમાંની - વાસ્તવમાં એ મૂર્તિ શ્રદ્ધા અને ભાવને લીધે ચેતન બની જાય છે અને એમાંથી સાક્ષાત્-સ્વરૂપ પ્રગટ થઈ જાય છે. બાલ્યાવસ્થામાં સાધુ-મહાત્માઓનો ઘણો સંગ

કર્યો. હું તર્કશીલ હતો, તેથી સાધુઓની કક્ષાને અનુરૂપ તેમનામાં શ્રદ્ધા રાખતો હતો. પરમાત્માને પામેલા પુરુષો ઘણા ઓછા મળ્યા. સારા સારા સાધકો તો ઘણા મળ્યા. ગીતા-શાસ્ત્ર વગેરેમાં જે લક્ષણો બતાવ્યાં છે તે પ્રમાણેનાં જેટલાં લક્ષણો જેમનામાં હતાં તેમનામાં તેટલી શ્રદ્ધા થતી હતી. આ કસોટીને લીધે ઘણાબધા સારા સારા સાધુઓ પણ ઓળખાયા વિના રહી જતા હતા.

ઈશ્વરની દયા બધાં ઉપર છે, એને જે માને તેને એ વિશેષ માલૂમ પડે છે. પોતાની દૃષ્ટિએ વિચારું છું તો એવું માલૂમ પડે છે કે મારા ઉપર ઈશ્વરની જેટલી દયા છે તેટલી ભાગ્યે જ અન્ય કોઈ ઉપર હશે. પોતાની પ્રતીતિની વાત કરું છું કે પરમાત્માની અપાર દયા છે. મને એવી પ્રતીતિ ન થઈ હોત તો હું ભક્તિનો વિરોધી હોત. વેદાન્તના ગ્રંથો, યોગવાસિષ્ઠ, પંચદશી, વિચાર-સાગર વગેરે વાંચ્યાં હતાં, પણ વિચાર-સાગર, પંચદશી આદિમાં મને શ્રદ્ધા નહોતી. હું એમનો પ્રચાર પણ કરતો ન હતો. શંકરાચાર્યજીના અદ્વૈત સિદ્ધાંતમાં મને શ્રદ્ધા હતી. ભક્તિમાર્ગના ગ્રંથો – શ્રીમદ્ભાગવત, રામાનુજાચાર્યની ટીકા, માધવાચાર્યજીની ટીકા છપાય, એમનો પ્રચાર થાય એમાં મારો વિરોધ નથી. જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ મને એવા જણાય છે કે તેઓ જાણે ગાડાનાં બે પૈડાં છે. મોટા ભાગના લોકો માટે ભક્તિ જ સહેલો માર્ગ જણાય છે. શાસ્ત્રોએ જ્ઞાનમાર્ગને અઘરો બનાવ્યો છે, પણ હું તેને એટલો અઘરો માનતો નથી; હા, જનસમૂહ માટે તે અઘરો હોય એ માનું છું. હું તો કહું છું કે મારા ઉપર ભગવાનની વિશેષ કૃપા ન હોત તો હું કાં તો વેદાંતી અથવા તો નાસ્તિક બની જાત. ભગવાને બચાવી લીધો. હું આધુનિક વેદાંતમાં માનતો નથી. હું મર્યાદાનો ખાસ પક્ષપાતી છું. હું મર્યાદાનો ભક્ત છું. મને મર્યાદા પ્રિય છે. સારા પુરુષોમાં મને શ્રદ્ધા થઈ, પરંતુ જેટલી થવી જોઈએ તેટલી થઈ નથી. હું એ વાત માનું છું કે અગ્નિહોત્ર નિત્ય કરવો જોઈએ, પણ હું કરતો નથી એ મારી ખામી છે. માતા-પિતાની સેવા કરવી એ ઘણી મહત્ત્વની વસ્તુ છે. પરંતુ મારા વ્યવહારમાં માતા-પિતાની સેવા

કરવામાં ઊણપ જણાશે – વ્યવહારમાં એ ખામી છે. શાસ્ત્રોચિત વ્યવહારનો હું આદર કરું છું. પરંતુ મારા થકી એવો વ્યવહાર થતો નથી, તો તેટલી મારામાં ખામી છે. 'આવશ્યકતા નથી' એ વાત હું માનતો નથી.

માન, મોટાઈ, પૂજા-પ્રતિષ્ઠા માટે જે દંભ કરે છે તે રાજસી છે. નાસ્તિકતાને લઈને જે દંભ કરે છે તે તામસી છે. તેની નિંદા વધારે કરવામાં આવી છે. હું જ્ઞાનમાર્ગની નિંદા કરતો નથી, પણ જ્ઞાનમાર્ગેથી પતન પામનારા નિંદાને પાત્ર છે.

**પ્રશ્ન :** ભક્તિમાર્ગે વળવામાં ભગવાનની દયાનું શું કારણ છે?

**ઉત્તર :** કારણ એ હોઈ શકે છે કે ભક્તિમાર્ગની સમય-અનુસાર આવશ્યકતા છે. કોઈ આંધળો ખાડા તરફ જઈ રહ્યો છે તો કોઈ દયાળુ માણસ તેની લાકડી પકડીને તેને રસ્તે ચઢાવે છે; તે જ રીતે, ભગવાને આવશ્યક સમજીને બધું કર્યું છે.

નિષ્કામ ભાવ, સાચું બોલવું અને મર્યાદા – આ ત્રણે બાબતો મારા સ્વભાવને વધારે માફક આવી છે. મર્યાદા અનુસારનું આચરણ અને સચ્ચાઈ મને પ્રિય છે. આ વાતો બનવી જોઈએ, ભલે ને પછી મનુષ્ય જ્ઞાનમાર્ગે ચાલે અથવા ભક્તિમાર્ગે ચાલે. ભગવાનનું હોવાપણું, નિષ્કામ ભાવ, ઉત્તમ આચરણ, વૈરાગ્ય – આ એક-એક વસ્તુ ઘણી ઊંચી કોટિની છે.

હું જ્ઞાનનું વર્ણન કરું છું, તો ડગલે ને પગલે સાધન કર્યું છે. ભક્તિની બાબતમાં વધુ સાધન નથી કર્યું – એ તો ભગવાનની કૃપાથી છે. એક પ્રયત્ન-સાધ્ય છે, તો બીજું ઈશ્વરની કૃપાથી હોય તે વધુ મહત્ત્વનું છે. ભક્તિની બાબતમાં ભગવાનની પ્રેરણા થઈ અને જ્ઞાનની બાબતમાં પોતાના અભ્યાસથી સંપન્ન થયો. ઈશ્વરની ભક્તિ વિશે, સગુણના તત્ત્વ વિશે કોઈ પોતાની વિશેષ જાણકારીની વાત કરે છે તો તેની વાત સાંભળીને હસવું આવી જાય છે. તે અસલી ભક્તિની આજુબાજુ ફરતો દેખાય છે; તેનાં વચન, વણજાણ્યે પણ અભિમાનનાં વચન છે એવું લાગે છે તેથી જ હું ચૂપ રહું છું.

જ્યારે કોઈ કહે છે કે ભગવાનનું ભજન-ધ્યાન બરાબર થાય છે ત્યારે

હું સમજું છું કે તે મૂર્ખ છે, તે કશું નથી કરતો. તેના પર આક્ષેપ નથી કરતો, તેનું અપમાન નથી કરતો. કોઈ મને જો પૂછે કે તમને ભગવાનનાં દર્શન થયાં છે કે નહીં, તો મારો જવાબ છે કે આ પ્રશ્નનો ઉત્તર આપવામાં હું લાચાર છું. આવો પ્રશ્ન કોઈને પણ નહીં કરવો જોઈએ. આવો પ્રશ્ન કરવો એ મૂર્ખતા છે. એટલું જાણવા માત્રથી પરમાત્માની પ્રાપ્તિ થઈ શકતી નથી. જેઓ આપણી પાસે વર્ષોથી રહે છે એમને પણ ખાસ લાભ થયેલો જણાતો નથી, તો એકદમ આવા પ્રશ્નનો જવાબ આપી દેવાથી શો લાભ થવાનો છે?

સમતા એ અમૃત છે. જેવી રીતે बासे की पूडीमें ભેદભાવ નથી હોતો; એ પૂડી ભલે કોઈ અમીર લે કે કોઈ ફકીર લે, એ એકસરખી પૂડી છે, તે અમૃત છે. સાધુજનો માટે તો વણમાગ્યે જે મળે તે વસ્તુ અમૃત છે. પરંતુ ગૃહસ્થો માટે તેઓ કોઈ ચીજ ખરીદે તો જ તે અમૃત હોય છે.

મારી સહુને એવી પ્રાર્થના છે કે – શરીર બધાંનું શાંત થાય છે; મારું શરીર શાંત થઈ જાય તોપણ (અહીં) સત્સંગની પરંપરા ચાલતી રહેવી જોઈએ. જે ઉદ્દેશ્યથી આ મકાન (ગીતાભવન) બનાવ્યું છે તેનો ઉદ્દેશ્ય એ જ છે કે અહીં ભજન-સત્સંગ થતાં રહે અને તો જ તે ઉદ્દેશ્યની પૂર્તિ થશે. આ સ્થાન, વટવૃક્ષ, બધું ભગવાનની કૃપાથી કુદરતી બનેલાં છે. તે જ્યાં સુધી કાયમ રહે ત્યાં સુધી આ પરંપરા આ રીતે ચાલુ રહે તો તે ઘણી જ ઉત્તમ વાત છે. મારી તો આ જ પ્રાર્થના છે કે ભવિષ્યમાં યથાશક્તિ પ્રયત્ન કરજો કે આ ચાલતું રહે – અહીં ભજન, ધ્યાન અને સત્સંગ ત્રણેય ચાલતાં રહે. ભજન, ધ્યાન અને સત્સંગથી વધારે મૂલ્યવાન અન્ય કોઈ વસ્તુ આ સંસારમાં નથી.

દરેકે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે ભજન, ધ્યાન અને સત્સંગ ઘણાં જ મહત્ત્વપૂર્ણ છે, એમાં જે જોડાઈ જાય છે તેને અવશ્ય લાભ થાય જ છે. તેથી દરેક વ્યક્તિ તન-મનથી આમાં સહાય કરતી રહે તો ઘણો ફાયદો છે. ધનની તો કોઈ આવશ્યકતા નથી, કારણ કે ધન તો જબરદસ્તીથી આવી

મળે છે અને તેનો સ્વીકાર કરવો પડે છે. આ કામમાં તો તન-મન લગાડવાની જ પ્રેરણા કરવામાં આવે છે. જે કોઈ શરીરથી અહીં આવી શકતું નથી તે પોતાનું મન તો આપી શકે છે ને? આત્માના કલ્યાણ માટે તન-મનથી સહાય કરો. જન અને ધન એ જ કલ્યાણકારી છે કે જે ભગવાનની પ્રાપ્તિમાં મદદકર્તા બનતાં હોય.

ભગવાનના ભાવોનો પ્રચાર કરનારા મનુષ્યને ભગવાને સૌથી ઊંચી કોટિનો પુરુષ માન્યો છે. મેં ગીતામાં વાંચ્યું –

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૬૯)

આ શ્લોક મને ઘણો ગમ્યો. ભગવાને ત્યાં સુધી કહી દીધું કે જે મનુષ્ય આ સંસારમાં ગીતારૂપી સંવાદનો પ્રચાર કરે છે તેના જેવો દુનિયામાં મારું પ્રિય કામ કરનારો કોઈ છે નહીં, થયો નથી અને થશે નહીં. ભગવાન રામે હનુમાનજીને આ જ વાત કહી છે કે 'હે હનુમાન! હું તારો ઋણી છું.' હનુમાનજીએ ભગવાનની આજ્ઞાનું પાલન કર્યું તો ભગવાનને કહેવું પડ્યું કે 'હું ઋણી છું; અને આ ઋણમાંથી હું મુક્ત થવા માગતો પણ નથી.' આ જ વાતનો ખ્યાલ રાખીને હનુમાનજી ત્યાં જાય છે કે જ્યાં રામાયણની કથા થતી હોય. ગીતા, રામાયણ વાસ્તવમાં એક છે, તેથી આ વાત કહેવામાં આવી રહી છે કે ગીતાનો પ્રચાર કરવો – મૂળ શબ્દ, અર્થ, ભાવ, પુસ્તક-વિતરણ, વેચાણ, આચરણ વગેરે દ્વારા, વ્યાખ્યાન આપીને તથા સાંભળીને – દરેક પ્રકારે સંસારમાં ગીતાનો પ્રચાર કરવો, પ્રસાર કરવો. ભગવાનના ઉત્તમ ધ્યેયનો પ્રચાર કરવો એ સર્વોત્તમ કાર્ય છે. અન્ય કાર્યો તો સેવા છે, પરંતુ આ કાર્ય પરમ સેવા છે. પરમ સેવા એ પરમાત્માની સેવા છે. તન-મન-ધન પ્રત્યેક થકી આ કાર્ય નિષ્કામ પ્રેમભાવથી કરવું જોઈએ. મારી આ વાત જે જેટલી માને છે તે મને તેટલો જ પ્રિય લાગે છે. પત્ની અને પુત્ર પણ અનુકૂળ ન હોય તો તે પ્રિય લાગતાં નથી. જેઓ અનુકૂળ હોય છે તેઓ

સૌથી સારાં લાગે છે. રામાયણમાં પણ આ જ વાત કહી છે –

**सोइ सेवक प्रियतम मम सोई। मम अनुसासन मानै जोई॥**

'જે મને અનુકૂળ છે, મારી આજ્ઞા પાળે છે તે મને સૌથી વધુ પ્રિય છે.' અનુકૂળ હોવું એ સૌથી સારી વાત છે. ભગવાનના શરીરની સેવા કરે તેને ભગવાને સૌથી વધુ પ્રિય નથી કહ્યો, પરંતુ ભગવાનની ઇચ્છા, વાણી અને ઈશારા અનુસાર જે ચાલે છે તે તેમને સૌથી વધુ પ્રિય છે. ભગવાનનું જે પ્રિય કામ છે તે કામ કરનારાને સૌથી વધુ પ્રિય કામ કરનારો કહ્યો છે. સૌથી અઘરામાં અઘરું કામ કરવાનો અવસર આવતો તો હનુમાનજી ભગવાન રામ માટે તૈયાર હતા. તેથી, હનુમાનજી કરતાં વધુ પ્રિય કામ અન્ય કોણ કરી શકે? તેથી અહીં સમજવું જોઈએ કે ગીતા, રામાયણ આ સંસારમાં સર્વશ્રેષ્ઠ છે. ગીતા માટે કહેવાયું છે –

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता॥**

(મહાભારત : ભીષ્મપર્વ - ૪૩/૧)

રામાયણના રચનારા તો અન્ય છે, જ્યારે ગીતા તો સ્વયં ભગવાનના મુખારવિંદમાંથી નીકળી છે. તેથી ગીતા સર્વમાં શ્રેષ્ઠ છે.

આજે તુલસીદાસજી નથી, પરંતુ તેમના રામચરિતમાનસ, વિનયપત્રિકા, જીવનકથા ગ્રંથો જ્યાં સુધી મોજૂદ હશે ત્યાં સુધી સંસારનો ઉદ્ધાર થતો રહેશે. એનો અંત કોઈ કરી શકે તેમ નથી. આ ખૂબ મહત્ત્વનું કાર્ય છે. એ જ રીતે, આપણે પણ, જોકે તુલસીદાસજીની બરોબરીમાં તો ન જ આવીએ, છતાં તેમનાથી પણ વધુ લાભ દુનિયાને પહોંચાડી શકીએ છીએ. આવા લોકોને ઈશ્વરથી પણ ચઢિયાતા કહીએ તો તે અતિશયોક્તિ નથી. સ્વયં રામ પોતાની ભક્તિ અને ભાવોનો એટલો પ્રચાર કરી શકતા નથી કે જેટલો તેમના ભક્તો કરી શકે છે. જો સંસારમાં ભક્તો ન હોત તો ભગવાનની આટલી કિંમત ન હોત. માટે જ ભગવાને ભક્તોનો આટલો મહિમા ગાયો છે.

આજે મેં તમને ઘણી તાત્ત્વિક, સૈદ્ધાંતિક, દાર્શનિક મર્મની વાતો જણાવી,

ભગવાન અને મહાત્માઓના રહસ્યની વાત જણાવી. જે મનુષ્ય ભગવાનને અનુકૂળ થઈ જાય છે તેનો પોતાનો તો ઉદ્ધાર થઈ જ જાય છે, પણ તેની કૃપા થકી દુનિયાના લાખો-કરોડો લોકોનો પણ ઉદ્ધાર થઈ શકે છે. ઈશ્વરને અનુકૂળ બનવા જેવું અન્ય કોઈ શ્રેષ્ઠ કામ નથી. ઈશ્વરને પામી ગયેલા પુરુષને અનુકૂળ થઈ જવાથી જ પોતાના આત્માનું કલ્યાણ થઈ જાય છે; અને પરમાત્માને અનુકૂળ જે બની જાય તે જ તો સંસારનો ઉદ્ધાર કરી શકે છે. આપણે જો કોઈ મહાત્માને અનુકૂળ થઈ જ ગયા તો આપણને પોતાના ઉદ્ધારની ચિંતા રહેતી નથી; તો પછી જો ભગવાનને અનુકૂળ થઈ જઈએ તો, તો ચિંતાની કોઈ જ વાત રહેતી નથી. સંસારમાં એવા પુરુષો ઘણા ઓછા છે કે જેઓ પરમાત્મા કે મહાત્માને અનુકૂળ હોય છે. જે ભગવાનને અનુકૂળ બની ગયો તેણે ભગવાનને ખરીદી દીધા. ભગવાનની પ્રતિજ્ઞા છે –

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૪/૧૧ : પૂર્વાર્ધ)

જેણે પોતાને ભગવાનને સમર્પણ કરી દીધો તેને ભગવાન સમર્પણ થઈ જાય છે. ભગવાનની આ જ મહત્તા છે. ભગવાન તો પ્રેમ કરનારા છે. જે પોતાની વસ્તુ ભગવાનને સમર્પિત કરે છે તેને માટે ભગવાનની પ્રત્યેક વસ્તુ તેની છે. આ પ્રેમની બાબત છે. અને પછી તો ભગવાનની અને આપણી વસ્તુમાં કોઈ ભેદ જ રહેતો નથી. આપણું સર્વસ્વ ભગવાનને અર્પણ કરી દેવું જોઈએ. લાભાલાભની દૃષ્ટિએ જોઈએ તો ભગવાનની આગળ આપણે તુચ્છ છીએ, પામર છીએ. ભગવાન આપણું આહ્વાન કરી રહ્યા છે, આપણને બોલાવી રહ્યા છે, તેથી એક ક્ષણ માટે પણ રોકાવું નહિ જોઈએ, તરત જ તેમનામાં જોડાઈ જવું જોઈએ. ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગમાં આ જ વાત છે. ભક્તિમાં સ્વરૂપથી દ્વૈત હોવા છતાં ઐક્ય છે અને જ્ઞાનમાં દ્વૈત રહેતું નથી, એક જ તત્ત્વ બની જાય છે. આપણે એવા જ મિત્રને ખોળીએ છીએ કે આપણું સર્વસ્વ તેનું હોય અને તેનું સર્વસ્વ આપણું હોય.

~~~~
~~~~

# મહાત્માઓના મતભેદનું રહસ્ય

**પ્રશ્ન :** જેટલા મહાત્મા થઈ ગયા તે બધા ભગવાનને પામી ગયેલા હતા, તો પછી એમનામાં મતમતાંતર શા માટે છે?

**ઉત્તર :** કલકત્તાવાસીઓ ગંગાજી જાય છે. તેમના ત્યાં જવાના રસ્તા અલગ-અલગ છે. જે રસ્તેથી પોતે ગયા તેની તેઓ પ્રશંસા કરે છે; જેમ કે કોઈ એક વસ્તુ છે, આપણે તેનો હિસાબ માંડીએ છીએ. હિસાબ કરવાની રીત અલગ-અલગ હોય છે, પણ તેનું પરિણામ એક જ છે. એક વસ્તુની કિંમત પાંચ આના છે તો તેવી સોળ વસ્તુઓની કિંમત પાંચ રૂપિયા થાય. કોઈ પણ રીતે હિસાબ કરો, જવાબ તો એક જ આવે છે. આમ, જે આચાર્ય જે માર્ગે ગયા, તે માર્ગ તેમણે બતાવ્યો. માર્ગ અલગ-અલગ છે, પણ મંજિલ એક છે. વ્યાકરણની રીત પણ અલગ-અલગ હોય છે; 'ઇ'નો 'ય' બનશે, પણ રીત અલગ-અલગ છે. ચંદ્રમાને દેખાડવા માટેના સંકેતો અલગ-અલગ હોય છે, પણ એ બધાનું ધ્યેય તો એકમાત્ર ચંદ્રદર્શન જ છે. પદ્ધતિઓમાં ભેદ છે, પરિણામમાં ભેદ નથી. ગૌરાંગ મહાપ્રભુ જીવ અને ઈશ્વરનો નિત્ય- ભેદ બતાવે છે. કેટલાક લોકો જીવ અને ઈશ્વરને સ્વરૂપમાં અલગ-અલગ બતાવે છે; પણ ખરેખર તો જ્ઞાનમાર્ગમાં જીવ અને ઈશ્વર એક જ છે, આત્મા અને પરમાત્મા એક જ છે. આ પ્રકારે ભેદ છે, પણ અંતિમ પરિણામ એક જ છે. વાસ્તવમાં પરિણામ એક જ હોવાથી બધી જ પદ્ધતિઓ સારી છે.

**પ્રશ્ન :** કહેવાનું તાત્પર્ય એ છે કે આચાર્યોનાં લખાણોમાં એવું નથી જોવા મળતું કે પરિણામ એક છે. બધાંને મુક્તિ મળી છે, એ રીતે તો પરિણામમાં ભેદ નથી, શું એમ નથી લાગતું?

**ઉત્તર :** આચાર્યો જો પરિણામ એક જ માનતા હોત તો આ ઝઘડો જ ન હોત. મારી માન્યતાનો આધાર ગીતા છે –

**सांख्ययोगौ पृथग्बाला: प्रवदन्ति न पण्डिता:।**
**एकमप्यास्थित: सम्यगुभयोर्विन्दते फलम्॥**
**यत्सांख्यै: प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते।**
**एकं सांख्यं च योगं च य: पश्यति स: पश्यति॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૫/૪-૫)

'ઉપર જણાવ્યા તે સંન્યાસ અને કર્મયોગ એ બંનેને મૂર્ખ લોકો અલગ-અલગ ફળ આપનારા કહે છે, નહિ કે પંડિતજનો; કારણ કે બંને (માર્ગો) પૈકી પ્રત્યેક માર્ગે સમ્યક્ રીતે સ્થિત મનુષ્ય બંનેના ફળરૂપ પરમાત્માને પ્રાપ્ત કરે છે. જે પરમધામ જ્ઞાનમાર્ગી યોગીઓ થકી પ્રાપ્ત કરાતું હોય છે તે જ કર્મયોગીઓ થકી પણ પ્રાપ્ત કરવામાં આવે છે. તેથી જે મનુષ્ય જ્ઞાનયોગ અને કર્મયોગ બંનેને ફળરૂપે એક જ જુએ છે તે જ યથાર્થ જુએ છે.'

**ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना।**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૩/૨૪)

'તે પરમાત્માને કેટલાક મનુષ્યો તો શુદ્ધ થયેલી સૂક્ષ્મ બુદ્ધિ વડે ધ્યાન દ્વારા હૃદયમાં જુએ છે; અન્ય કેટલાક વળી જ્ઞાનયોગ દ્વારા, તો કેટલાક કર્મયોગ દ્વારા જુએ છે અને પ્રાપ્ત કરે છે.'

'આત્મા' મુક્તિનો વાચક છે. પરમાત્માની પ્રાપ્તિ ધ્યાનયોગ, કર્મયોગ અથવા જ્ઞાનયોગ, કોઈ પણ દ્વારા થઈ શકે છે. તેથી એ સ્પષ્ટ છે કે સાધન સ્વતંત્ર છે પણ તેનું ફળ એક છે. ગીતાના મૂળ શ્લોકો પર ધ્યાન આપવાથી સમજાય છે કે ભગવાને તેનું ઘણી શ્રેષ્ઠ રીતે વર્ણન કર્યું છે. મને તો ગીતા ઈષ્ટ છે અને તેથી ગીતાનો વક્તા પણ મને ઈષ્ટ છે. મારે માટે તો કૃષ્ણ, વિષ્ણુ કે રામ, કોઈમાં ભેદ નથી, બધા એક જ છે. મારે કોઈ ભેદ નથી, પદ્ધતિ જ અલગ-અલગ છે. જેઓ કૃષ્ણના ઉપાસક છે તેઓ કૃષ્ણને પૂર્ણ અવતાર માને છે, બાકીના બધાને અવતાર માને છે. પરંતુ હું ત્રણેને માનું છું. એકની આજ્ઞાનું પાલન કરવું, બીજાના સ્વરૂપનું ધ્યાન કરવું અને ત્રીજાનું અનુકરણ કરવું – ત્રણે બાબતો અપનાવવી જોઈએ.

ત્રણે પાસેથી એક-એક વાત લીધી છે. ઉપદેશ સૌથી સારો કૃષ્ણનો, આચરણ સૌથી સારું રામનું અને ધ્યાન સૌથી સારું વિષ્ણુનું છે. ભગવાન રામનું મર્યાદા પ્રત્યે વિશેષ ધ્યાન હતું. રામનાં ચરિત્રો આદર્શ હતાં. જલંધરની પત્ની સાથેના તેમ જ ભસ્માસુર સાથેના વ્યવહારમાં ભગવાન વિષ્ણુની બાબતમાં પણ લોકકલ્યાણાર્થે થોડોક વ્યવહારદોષ સંસારી લોકોને દેખાય છે, પરંતુ ભગવાન રામનાં ચરિત્રોની તો બધી જ બાબતો મર્યાદાયુક્ત છે.

રામે શબરી, લક્ષ્મણ, પ્રજાજનો વગેરેને જે ઉપદેશ કર્યો તે અત્યંત સુંદર છે, પણ એ બધું વિભિન્ન સ્થળે છે. પરંતુ એ બધો ઉપદેશ એક જ સ્થળે જોવો હોય તો બધા વિષયોનો ઉપદેશ ગીતામાં મળશે.

રામ અને કૃષ્ણની દેહાકૃતિઓ મનુષ્ય જેવી હતી; તત્ત્વ તો દિવ્ય હતું, પણ જોવામાં હાડ-માંસની પ્રતીતિ થતી હતી. યુદ્ધના સમયે તેમના શરીરમાંથી લોહી નીકળતું હતું. સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ પરમાત્મા જો મનુષ્યદેહ ધારણ કરીને આપણી પાસે બેસી જાય તો આપણે ભેદ કરી શકતા નથી. એવી વાત વિષ્ણુના શરીર બાબતે નથી. તેમને કોઈ પણ ઓળખી લે છે કે આ ભગવાન વિષ્ણુ છે. પ્રત્યેકમાં આ બધી બાબતો સ્વાભાવિક હોવાને લીધે વિશેષતા છે. ભગવાન વિષ્ણુના ઉપદેશ એક જગ્યાએ વિસ્તારપૂર્વક ગીતાની જેમ મળતા નથી. અલગ-અલગ ઉપદેશ જરૂર મળી આવે છે. મારી માન્યતા અનોખી રીતની છે. મારો સિદ્ધાંત છે કે જો કોઈ વ્યક્તિ રામના જપ કે તેમનું ધ્યાન કરે છે તો હું તેની નિષ્ઠામાં ફેરફાર કરતો નથી. હું બધા આચાર્યોને અનુકૂળ છું અને એમનાથી ભિન્ન પણ છું. બધા આચાર્યોના મતોનો હું આદર કરું છું. શરૂથી જ મારી માન્યતા ભિન્ન છે. સગુણ-નિર્ગુણ બાબતે પણ મારી માન્યતા અલગ છે, સાધન પણ અલગ છે. મારે મતે ભક્તિ અને જ્ઞાન સમાન છે. મારે મતે ભક્તિ એ યુગલ-ઉપાસનાની બાબત નથી, બલકે એ એકની ઉપાસના છે. શાસ્ત્રદૃષ્ટિએ જોવામાં આવે તો બધું એક જ છે.

હું બાળક હતો ત્યારે રાસ જોવા જતો હતો. રાસમાં શ્રીકૃષ્ણ-શ્રીરાધાનો વેશ લેવાતો અને રાધા, લલિતા, વિશાખા સાથે નાચ-ગાન થતાં હતાં તો મને દૃષ્ટિ-દોષ થતો હતો; મને વિચાર આવતો કે છોકરો સ્ત્રીવેશનું પાત્ર ભજવે છે એ જૂઠી

સ્ત્રીઓ પ્રત્યે જો આવો ભાવ થાય છે તો પછી ખરેખરી સ્ત્રી હોય તો કહેવું જ શું? માતાને સ્થાને જે છે તેમના પ્રત્યે બૂરી દૃષ્ટિ થઈ જાય તો તે નિજી કમજોરી છે. મનમાં એવો ભાવ થયો કે મારે તો માત્ર એકની જ ઉપાસના કરવી જોઈએ.

ધ્રુવની ઉપાસના માત્ર વિષ્ણુની હતી, લક્ષ્મીસહિત વિષ્ણુની નહીં; અને ભગવાને પણ દર્શન આપ્યાં તો એકલા વિષ્ણુના રૂપમાં જ. વિષ્ણુપુરાણમાં પણ માત્ર વિષ્ણુના જ ધ્યાનની વાત આવે છે. પ્રહ્લાદજીએ પણ માત્ર એકની જ ઉપાસના કરી હતી. દર્શન આપ્યાં તો તે પણ એકલા વિષ્ણુ ભગવાને જ. તેમની ધારણાને ખોટી કેમ કહી શકાય? હું બાળપણથી એવું માનતો હતો કે અધ્યાત્મ-વિષયના માર્ગે ચાલવામાં સ્ત્રી ઘાતક છે – मातृवत्परदारेषु (પરસ્ત્રી માત સમાન)નો ભાવ કરવો જોઈએ. પછી કોઈ સ્ત્રી તરફ મારી દૃષ્ટિ પડતી તો તે સુંદર છે, યુવાન છે. એવો ભાવ થવા લાગ્યો, તો હું એને માનસિક રમણ સમજતો. પછી સ્ત્રીનું મોં જોવાનું બંધ કર્યું – સ્ત્રીને માતા માની. પછી મોં નહીં જોતાં, સ્તન પર નજર પડતી તોપણ આ યુવાન છે એવો વિચાર આવી જતો. પછી વિચાર્યું કે પોતાની નજર નીચે રાખવી જોઈએ. એમ કરતાં નજર હાથ પર પડતી અને તેથી પણ તે સુંદર, યુવાન, કાળી કે ગોરી છે એવો ખ્યાલ આવી જતો. પછી એ વાત આવી કે આપણે તો ચરણોમાં પ્રણામ કરી લેવા જોઈએ; પણ તેમ છતાં ચરણ જોઈને સુંદર છે, યુવાન છે, કાળી, ગોરી છે કે છોકરી છે એવો વિચાર આવી જતો. આખરે, જોયા વગર જ સ્ત્રીને માત્ર નમસ્કાર કરી લેવા એવી વાત પર આવ્યો. મારે મન તો એ સિદ્ધાંતની વાત છે કે ચિત્રાંકિત સીતા કે અન્ય કોઈ દેવી હોય તેને પણ જોવાનું છોડી દઉં, ભલે ને પછી મને નરક કેમ ના મળે. પ્રત્યક્ષ ફળને જોવાનું કે ભાવિ ફળને?

આપણામાં આ મોટા દોષ છે : દેહસુખ, કીર્તિ, કંચન અને કામિની. પરમાત્મપ્રાપ્તિના માર્ગમાં દેહસુખવાળો દોષ અત્યંત બાધક છે. આ ચાર સૂત્રો છે.

**'कंचन तजना सहज है सहज तियाका नेह।'**

કંચનનો અને કામિનીનો ત્યાગ સહજ કહ્યો છે. જે પોતાના આત્માનું કલ્યાણ

કરવા ઇચ્છતો હોય તેણે કંચન, કામિની, દેહસુખ અને મોટાઈનો ત્યાગ કરવો જોઈએ. મોટાઈમાં અહંકાર છે અને કંચનમાં લોભ છે, સ્ત્રી (કામિની)માં કામ છે અને દેહસુખમાં ભોગ છે - આ દોષો છે. ભગવાને કહ્યું છે –

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા –૧૬/૨૧)

કામ, ક્રોધ અને લોભ – આ ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર આત્માનો નાશ કરનારાં છે અર્થાત્ એને અધોગતિમાં લઈ જનારાં છે. તેથી આ ત્રણને ત્યજી દેવાં જોઈએ. કામ અને લોભનું મારા પર ઘણું જોર રહ્યું, પણ મેં ભગવાનનું શરણ લીધું, 'હે નાથ! હે નાથ!'નો પોકાર કર્યો તો આ ત્રણે ભાગ્યાં. મનુષ્ય પર ક્રોધનું પણ આક્રમણ થાય છે, પરંતુ મારા પર તેનું પ્રભુત્વ રહ્યું નથી. મારા પર દેહસુખ, અહંકાર, લોભ અને કામિનીનો પ્રભાવ વધુ રહ્યો છે. હું ભુક્ત-ભોગી છું. માનનો એટલો પ્રભાવ રહ્યો નથી. મને ક્યાંય સત્કાર કે માન મળે તો તે હૃદયને ખટકે, મારી બડાઈ થઈ તો તે હૃદયને ખટકી નથી. તેથી જે દોષ વધુ તેજ રહ્યો તેને પ્રબળ માનું છું. મારામાં ક્રોધ-વૃત્તિ થઈ છે ત્યારે વિચાર થકી શાંત થયો છું. પણ કામ-વૃત્તિ પ્રબળ થઈ છે તો મારા વિવેક-વિચાર નાકામિયાબ રહ્યા છે. પછી જ્ઞાનનો ઉપયોગ કર્યો – બધું માયામાત્ર અને નાશવંત છે. અપકીર્તિનો ભય બતાવ્યો તો થોડી અસર થઈ. પરલોકનો ભય ન લાગ્યો, તો 'હે નાથ! હે નાથ!'નો પોકાર કર્યો તો શાંત થઈ ગયો. દેહાભિમાનનો નાશ કરવા માટે જ્ઞાન વધુ કારગત નીવડે છે, ભક્તિ એટલું કામ નથી કરતી. ભક્તિ અને જ્ઞાનના સિદ્ધાંતની એ જ વાત છે કે દેહ એ આત્મા નથી; પરંતુ ભક્તિના અભ્યાસની એટલી અસર નથી પડતી કે આત્મા અને દેહ અલગ-અલગ છે એ સમજાય.

મને આ બે બાબતોથી લાભ થયો – 'હે નાથ'ના પોકારથી અને વિવેકથી. ભગવાન માટેની આ કામના એ દોષ નથી, આ કામના તો નિષ્કામતા બરાબર છે; અને જ્ઞાનના માર્ગમાં 'अड़ंग-बड़ंग स्वाहा' એમ સંસારની વસ્તુઓનો અભાવ કરવાનો છે.

**समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम्।**
**विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति सः पश्यति॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા – ૧૩/૨૭)

'જે મનુષ્ય નાશ પામતાં સર્વ ચરાચર પ્રાણીઓમાં પરમેશ્વરને અવિનાશી અને સમભાવપૂર્વક રહેલા જુએ છે તે જ યથાર્થ જુએ છે.'

આ શ્લોકમાંથી આ 'अड़ंग-बड़ंग स्वाहा' અર્થ નીપજ્યો. ભાવરૂપી પરમાત્માનો ભાવ રહે છે. પંચમહાભૂતોનો અભાવ થવાથી પરમાત્માનો અભાવ થતો નથી. 'अड़ंग-बड़ंग स्वाहा' થવામાંથી પરમાત્મા બચી જાય છે. દૃશ્યનું - માયાનું અસ્તિત્વ મિટાવી દેવા માટે આ સાધને મોટું કામ કર્યું.

જ્ઞાનનું સાધન 'દ્રષ્ટા-સાક્ષી' છે તેનો પણ અનુભવ કર્યો, કે દેહથી અલગ રહીને દેહને જોવો. સૂક્ષ્મ શરીરધારી બનીને, સૂક્ષ્મ શરીરનાં મન-બુદ્ધિથી, આ શરીરથી અલગ થઈને, આ સ્થૂળ શરીરને પોતાનાથી અલગ જોવું જોઈએ.

એક બ્રહ્મના સ્વરૂપમાં સ્થિત થઈને એવી માન્યતા કરી લેવી કે 'હું બ્રહ્મ છું.' સ્થિતિ બ્રહ્મમાં માની લીધી.

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति।**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા – ૧૮/૫૪)

'તે સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં એકીભાવે સ્થિત, પ્રસન્ન ચિત્તવાળો યોગી નથી તો કોઈને માટે શોક કરતો કે નથી તો કશાની આકાંક્ષા કરતો.'

તમે બ્રહ્મરૂપ બની ગયા તો સમસ્ત બ્રહ્માંડને બ્રહ્મમાં જોશો. અનંત રૂપે બુદ્ધિની વૃત્તિથી સમસ્ત બ્રહ્માંડને તમારા સંકલ્પમાં જોશો.

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા – ૧૪/૧૯)

'જે સમયે દ્રષ્ટા ત્રણે ગુણોથી અતિરિક્ત અન્ય કોઈને કર્તા નથી જોતો અને ત્રણે ગુણોથી અત્યંત પર એવા સચ્ચિદાનંદઘન-સ્વરૂપ મને પરમાત્માને તત્ત્વતઃ જાણે છે તે સમયે તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે.'

આનાથી દેહાભિમાન છૂટી જાય છે. તાજગી રહેવી જોઈએ. સાધના સ્થાયી થઈ જાય છે, તે કાયમ રહે છે અને ધીરે ધીરે ગતિ પકડી લેતાં સ્થિર-સ્થાયી થઈ જાય છે.

**પ્રશ્ન :** ભક્તિના સાધનમાં દેહાભિમાન ક્યારે છૂટે ?

**ઉત્તર :** જેટલાં પદાર્થ, પશુ, પક્ષી, જીવજંતુ, મનુષ્યો વગેરે છે તે બધાંને પરમાત્માનું સ્વરૂપ સમજે અથવા બધાંમાં પરમાત્મા છે અથવા બધાં પરમાત્માનાં છે, મારાં બંધુઓ છે, પોતાને નાના ભાઈના સ્થાને સમજે અને બધાંને પૂજ્ય માને, ત્યારે.

બીજી વાત – બધાંમાં પરમાત્મા છે, તેથી તેમનામાં ઈશ્વરનો ભાવ રાખીને, ઈશ્વરનું સ્વરૂપ આપીને પોતાને તેમનો સેવક અને તે બધાંને પોતાનાં સ્વામી સમજે, ત્યારે.

**सो अनन्य जाकें असि मति न टरइ हनुमंत।**
**मैं सेवक सचराचर रूप स्वामि भगवंत॥**

વાસ્તવમાં પોતાને તણખલાથીયે તુચ્છ સમજવો જોઈએ. મનથી આ રીતે સમજવાથી અભિમાનનો નાશ થાય છે. આગળ જતાં પોતાને કિંકર, તૃણવત્, હું કશું જ નથી – એવું સમજવામાં આવે તો અભિમાનનો નાશ થઈ જાય છે. પોતાને તણખલાથીયે તુચ્છ સમજવામાં આવે તો સૌની સાથે સારો વર્તાવ થાય છે. બાહ્ય વર્તાવ ભલે નીતિ અનુસારનો જ હોય, પણ ભીતરમાં પરમાત્માનો ભાવ રહે છે. મૂળ માન્યતા પોતાના આત્મકલ્યાણ માટેની છે. જ્યાં સુધી જ્ઞાન છે ત્યાં સુધી સ્વાંગ બગડશે નહીં અને જો પોતાના વિષેનું જ્ઞાન નહીં જ હોય અને સ્વાંગ બગડશે તો તેમાં કોઈ દોષ નથી. જ્ઞાન હોય છે તો મર્યાદાનું પાલન થાય છે. એ પછી મર્યાદા છોડવાની હોતી નથી, તે સ્વયં છૂટી જાય છે. જ્ઞાન થવાથી કર્તવ્ય કર્તવ્ય જ નહીં, લોકસંગ્રહનું કર્તવ્ય બની રહે છે –

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા – ૩/૨૧)

'શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે, અન્ય મનુષ્યો પણ તે તે આચરણ કરે છે. તે જે કંઈ પ્રમાણ કરી દે છે તેને અનુસરીને સમસ્ત મનુષ્યસમુદાય વર્તન કરવા લાગે છે.'

લોકોને કુમાર્ગથી બચાવવા અને સન્માર્ગે ચલાવવાનું મહાત્માઓનું કર્તવ્ય છે. ભગવાન પણ કહે છે –

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા – ૩/૨૨)

'મારે માટે ત્રણે લોકોમાં કોઈ જ કર્તવ્ય નથી, તેમ છતાં હું કર્મ કરું છું.' મર્યાદાનું રક્ષણ એ અત્યંત ઉચ્ચ કોટિની વસ્તુ છે, એનું જેટલું પાલન થઈ શકે તેટલું મર્યાદાનું રક્ષણ થશે. ભગવત્પ્રાપ્ત મનુષ્ય મર્યાદાનું ઉલ્લંઘન કરે છે એ વાત હું સ્વીકારતો નથી.

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।**
**कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા – ૩/૨૫)

અવિદ્વાન - મૂઢ જેવી રીતે કર્મમાં આસક્ત થઈને કર્મ કરે છે તેવી રીતે જ્ઞાની અનાસક્ત થઈને લોકસંગ્રહાર્થે કર્મ કરે – એમ ભગવાન પ્રેરણા કરે છે.

માન-મોટાઈ-પ્રતિષ્ઠા મનુષ્ય પોતે કરે કે બીજાઓ થકી કરાવે; એ તો સૌથી ઊતરતી કક્ષાની વાત છે. એનાથી પણ ઊતરતી કક્ષાની વાત એ છે કે બીજાંઓની નિંદા કરવામાં આવે. તેથી તે મનુષ્ય સારો છે કે જે કોઈની નિંદા અથવા પ્રશંસા કરતો નથી. એનાથી તે વધુ સારો છે કે જે કોઈ સ્વયંની માન-મોટાઈ કરે તેનો સ્વીકાર કરી લે છે, બહિષ્કાર કરતો નથી. તેનાથી પણ વધુ સારો એ મનુષ્ય છે કે કોઈ માન-મોટાઈ કરે તો તેનો હૃદયથી વિરોધ કરે છે; બાહ્ય રીતે ભલે ન કરે પણ હૃદયથી વિરોધ કરે છે.

~~~~
~~~~

# સમયની અનુકૂળતા

જો કોઈ સજ્જન એમ સમજતા હોય કે તેમના મારી નજીક આવવા માત્રથી જ હું તેમને શ્રીપરમાત્માનાં દર્શન કરાવી દઈશ, તો આ વાત બરાબર નથી; કારણ કે મારામાં એવી શક્તિ નથી. જોકે આ પ્રકારની શક્તિ પ્રાપ્ત કરવા માટે મેં ઘણા પ્રયત્નો કર્યા છે અને અત્યારે પણ કરી રહ્યો છું. હું ઇચ્છું છું કે મારામાં એવી શક્તિ આવી જાય કે જેથી હું કોઈ સાધન વગર જ જીવોનો ઉદ્ધાર કરી દઉં, પ્રત્યેકને પરમાત્માનાં દર્શન કરાવી દઉં; પરંતુ એવું સામર્થ્ય આજ સુધી મને પ્રાપ્ત થયું નથી. હા, એટલું તો અવશ્ય હું ભારપૂર્વક કહી શકું છું કે ભગવાન છે અને સાધન કરવાથી તેમનાં દર્શન પણ થાય છે. એમાં કોઈ પણ પ્રકારનો સંદેહ નથી; પરંતુ બીજાંઓને ભગવાનનાં દર્શન કરાવી આપવાની શક્તિ મને પ્રાપ્ત થઈ નથી. જો પેલા કાયસ્થના કાલ્પનિક દૃષ્ટાંતની માફક મને અધિકાર મળી ગયો હોત તો હું અવશ્યપણે લોકોને ભગવાનનાં દર્શન કરાવી દેત. તમે લોકો પરમાર્થની ઇચ્છાથી અહીં આવ્યાં છો એ તમારા લોકોનો મારા ઉપર મોટો ઉપકાર છે.

વાસ્તવમાં સત્સંગથી ઘણો જ લાભ થાય છે અને સત્સંગનો લાભ પ્રત્યક્ષ પણ થતો હોય છે. દાન-પુણ્ય તથા સ્નાનાદિનું ફળ તો કાલાન્તરે મળે છે, પરંતુ સત્સંગનું ફળ તો રૂબરૂમાં જ પ્રત્યક્ષ જોવાય છે. જો કોઈ મનુષ્ય રાત્રે સત્સંગમાં જઈને ઉત્તમ-ઉત્તમ ઉપદેશ સાંભળે છે તો કાલે જ તેના પર ઉપદેશની કંઈક અસર જોવામાં આવે છે; જૂઠું બોલતાં તેની જીભ ખચકાય છે, અન્યાય કરતાં તેનું મન થોડુંક અચકાય છે. સત્સંગ એ એક ઘણું જ ઉત્તમ સાધન છે; અને સત્સંગમાં સાંભળેલી વાતો અનુસાર તે કોઈ સાધન કરવા લાગે ત્યારે તો તે ઘણી જ સારી વાત છે. પણ જો તે કોઈ સાધન ન પણ કરે

અને હંમેશાં શ્રદ્ધાપૂર્વક પોતાના શરીરને સત્સંગમાં ઉપસ્થિત કરે તોપણ તે તેના તરફથી એક સાધન જ થયું. એણે તો પોતાનો સઘળો ભાર વક્તા ઉપર નાખી દીધો; હવે જો તેના ઉદ્ધારમાં વિલંબ થાય છે તો તેની જવાબદારી વક્તા ઉપર આવી જાય છે, કારણ કે સત્સંગમાં આવવાથી પોતાનો અવશ્ય ઉદ્ધાર થશે જ એવું શ્રદ્ધાપૂર્વક સમજીને તે પોતે નિશ્ચિંત થઈ જાય છે. તમે બધાં ભગવત્સંબંધી વાતો સાંભળવા માટે અહીં પધાર્યાં છો તે તમે લોકોએ મારા ઉપર મોટો ઉપકાર જ કર્યો છે. મારે એ સમજવું જોઈએ કે તમારા લોકોનો એક-એક પગ મારા માથા પર ટકેલો છે. આ એક નવી વાત હું તમને કહી રહ્યો છું, જે ગ્રંથોમાં જોવા મળતી નથી તથા લોકોને પણ એ વાતની જાણકારી ઘણું કરીને નથી. પરંતુ આ વાત સર્વથા સાચી છે કે શ્રોતાઓનો ઘણો મોટો ઉપકાર પોતાના પર છે એમ વક્તાએ માનવું જોઈએ. વાસ્તવમાં શ્રોતાઓની તુલનામાં વક્તાઓને ઘણો વધુ લાભ થાય છે. જે વક્તાઓ એવું સમજે છે અને કહે છે કે અમે તો લોકોના ભલા માટે જ ઉપદેશ આપીએ છીએ, અમારો પોતાનો કોઈ સ્વાર્થ નથી, અમારી મહેનત તો કેવળ પરોપકાર માટે જ છે માટે શ્રોતાઓએ વક્તાની સેવા કરવી જોઈએ; આવું સમજનારા – કહેનારા લોકો મોટી ભૂલ કરે છે. વાસ્તવમાં તેમનું હૃદય અંધકારથી ઢંકાયેલું હોય છે. તેથી જ આજકાલ, આટલા ઘણાબધા વક્તાઓ હોવા છતાં પણ તેમના ઉપદેશોની કોઈ વિશેષ અસર થતી નથી. જે પોતે જ અંધકારમાં છે તે ભલા બીજાઓનો અંધકાર કેવી રીતે દૂર કરી શકે? 'ભૂલેલાને ભૂલેલો ભણાવે, બંને ભૂલેલા ફુલાય' (भूल्यांने भूल्यो समझावै, दोनों भूल्या गेलै।) — આ કહેવત અનુસાર વક્તાનું કથન અને શ્રોતાઓનું શ્રવણ પ્રાયઃ વ્યર્થ થાય છે. સામાન્ય રીતે બધા લોકોએ એવું માની લીધું છે કે શ્રોતાઓ ઉપર વક્તાનો ઉપકાર છે, કેમ કે વક્તા તો ફક્ત શ્રોતાઓનો ઉપકાર કરવા માટે જ ઉપદેશ આપે છે. આવી માન્યતા હોવાનું કારણ એ છે કે ઘણા લાંબા સમયથી વક્તાઓમાં ઘણું કરીને સ્વાર્થ આવી ગયો હતો અને તે લોકો જે પણ ઉપદેશ કરતા હતા તે એવું સમજીને તથા બીજાંઓને એવું સમજાવીને કરતા હતા

કે શ્રોતાઓ ઉપર અમારો ઉપકાર જ છે; શ્રોતાઓએ દરેક રીતે અમારી સેવા કરવી જ જોઈએ. આવી ધારણાથી તેમણે યથાર્થ વાત સમજવાનું છોડી દીધું.

હા, શ્રોતાગણ જો એમ માને કે વક્તાનો અમારા ઉપર ઉપકાર છે તો એ વાજબી છે અને એમણે એમ માનવું પણ જોઈએ. પરંતુ એ વાતનું હંમેશાં સ્મરણ રાખવું જોઈએ કે જે વક્તાઓ શ્રોતાઓ દ્વારા પોતાનો વ્યક્તિગત સ્વાર્થ સિદ્ધ કરવા માગે છે તેમની વાતોમાં વિશ્વાસ નહીં કરવો જોઈએ. જે લોકોમાં કોઈ પ્રકારનો વ્યક્તિગત સ્વાર્થ જોવા ન મળે, જેઓ સદાચારી હોય, જેમનામાં કામ, ક્રોધ તથા લોભરૂપી દોષ ન હોય, જે લોકોએ નિષ્કામ ભાવે જગતની સેવા કરવાનો નિશ્ચય કરી લીધો હોય અને જે લોકો શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૬મા અધ્યાયના ૧થી ૩ શ્લોકો* અનુસાર દૈવી

---

* **अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**
**अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**
**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

'ભયનો સર્વથા અભાવ, અંતઃકરણની પૂર્ણ નિર્મળતા, તત્ત્વજ્ઞાન માટે ધ્યાનયોગમાં નિરંતર દૃઢ સ્થિતિ, સાત્ત્વિક દાન, ઇન્દ્રિયદમન, ભગવાન, દેવતા અને ગુરુજનોનું પૂજન તથા અગ્નિહોત્ર વગેરે ઉત્તમ કર્મોનું આચરણ અને વેદશાસ્ત્રોનું પઠન-પાઠન તથા ભગવાનનાં નામ-ગુણોનું કીર્તન, સ્વધર્મના પાલન માટે કષ્ટ સહેવું અને શરીર તથા ઇન્દ્રિયો સહિત અંતઃકરણની સરળતા, મન, વાણી અને શરીરથી કોઈને પણ કષ્ટ ન આપવું, યથાર્થ અર્થાત્ સત્ય અને પ્રિય બોલવું, પોતાનો અપકાર કરનારા પર પણ ક્રોધ ન કરવો, કર્મોમાં કર્તાપણાના અભિમાનનો ત્યાગ, અંતઃકરણની ઉપરતિ અર્થાત્ ચિત્તની ચંચળતાનો અભાવ, કોઈની પણ નિંદા ન કરવી, સમસ્ત જીવો પ્રત્યે નિર્હેતુક દયા, ઇન્દ્રિયોનો વિષયો સાથે સંયોગ થવા છતાં પણ તેમનામાં આસક્તિ ન હોવી, કોમળતા, લોક-શાસ્ત્ર વિરુદ્ધના આચરણમાં લજ્જાનો ભાવ અને વ્યર્થ ચેષ્ટાઓનો અભાવ, તેજ, ક્ષમા, ધૈર્ય, બાહ્યશુદ્ધિ હોવી તેમ જ કોઈના પણ પ્રત્યે શત્રુભાવ ન હોવો અને પોતાનામાં પૂજ્યપણાના અભિમાનનો અભાવ – આ બધાં, હે અર્જુન! દૈવી સંપદાને લીધે ઉત્પન્ન થયેલાં પુરુષનાં લક્ષણો છે.

સંપદા ગ્રહણ ચૂક્યા હોય તેઓ જ સાધુ અને વક્તા થવાને લાયક છે.

દૈવી સંપદાના ૨૬ ગુણ, સમજો કે શ્રીબદ્રીનારાયણ પહોંચવા માટેના માર્ગની ૨૬ ચોટીઓ છે. ચોટીઓને પાર કરીને જે લોકો આગળ વધે છે તેમને જ શ્રીબદ્રીનારાયણ ભગવાનનાં દર્શન થાય છે. આ રીતે જેઓ દૈવી સંપદાના ૨૬ ગુણોરૂપી ચોટીઓને પાર કરી જાય છે અર્થાત્ તેમને પોતાનામાં ધારણ કરી લે છે તેમને શુદ્ધ સચ્ચિદાનંદરૂપી શ્રીબદ્રીનારાયણનાં દર્શન થાય છે. તેથી બધાંએ દૈવી સંપદાના ગુણો ધારણ કરવાનો પ્રતિજ્ઞાબદ્ધ પ્રયત્ન કરવો જોઈએ. દૈવી સંપદાના ગુણો ધારણ કરવા એ જ તો પરમાત્માની પ્રાપ્તિના માર્ગમાં આગળ વધવું છે. આ ગુણો ગ્રહણ કરવામાં પ્રાણ ચાલ્યા જાય તોપણ શી ચિંતા? જો આ ગુણ પ્રાપ્ત થઈ જાય અને એમાં આયુષ્ય પૂરું થઈ જાય તો કોઈ જ નુકસાન નથી. સંસારમાં કેટલાંય પશુ, પક્ષી, સર્પ, વૃક્ષ વગેરેનું દીર્ઘ આયુષ્ય હોય છે, પરંતુ તેનાથી તેમને કોઈ લાભ થતો નથી. મારું સ્વાસ્થ્ય સારું ન હોય અને વળી ભગવત્સંબંધી ચર્ચા કરવાથી મારી બીમારી ઓર વધી જાય અથવા મારું શરીર શાંત થઈ જાય તોપણ મને કોઈ ભય નથી. ભગવાનની ચર્ચા કરતાં કરતાં મૃત્યુ થાય એનાથી ઉત્તમ આનંદ અન્ય કયો હોઈ શકે? તમે બધાં દૈવી સંપદા પોતાનામાં લાવવાનો પ્રયત્ન કરો. સમય અનુકૂળ છે. તમે બધાં જાણો છો કે થોડાક સમય પહેલાં શ્રી વખન્નાથજી મહારાજ પાસે લોકો જતા હતા; કોઈ વિદેશ જવા માટેનું મુહૂર્ત પૂછતાં હતાં, કોઈ પુત્ર-પ્રાપ્તિની આકાંક્ષા સેવતાં હતાં, તો કોઈ પોતાના અથવા પોતાનાં સગાંસંબંધીઓના શરીરની તંદુરસ્તી માટે આશીર્વાદ માગતાં હતાં. સારાંશ એ છે કે લોકો મહાત્માઓ પાસે પણ સ્વાર્થ સાધવાની તુચ્છ કામનાથી જ જતા હતા. હવે તમે જુઓ છો કે માત્ર પરમાર્થની જ વાતો સાંભળવા અને પૂછવા માટે લોકોની પ્રવૃત્તિ કેટલી વધી છે? મહાત્માઓ પાસે જઈને લોકો ઘણું કરીને હવે સાંસારિક વાતો કરવા માગતાં નથી. બીજી વાત એ છે કે તે સમયે કોઈ જો ગીતા-ગ્રંથના અઢારે અધ્યાયોનો પાઠ કરે તો લોકો

તેને ઘણી મોટી વાત સમજતા હતા; પરંતુ આજે તમે જુઓ છો કે સાત-સાત, આઠ-આઠ વર્ષનાં બાળકો પણ શ્રીગીતાજીના કોઈ પણ અધ્યાયનો કોઈ પણ શ્લોક મોઢે બોલી શકે છે. મોટી ઉંમરવાળાંઓમાં તો આજે કેટલાંયે લોકો એવાં મળી શકે છે કે જેઓ ગીતાજીનો અર્થ અને તેનો મર્મ અધિકાંશપણે સમજે છે અને બીજાંઓને સમજાવી શકે છે. ત્રીજી વાત એ છે કે તે સમયે લોકો ધ્યાનને તો અસંભવ વાત જ માનતા હતા, પરંતુ આજે ઘણાં લોકો માટે ધ્યાન અત્યંત સહજ બની ગયું છે. દૈવી સંપદાના ગુણ તો ઘણાંબધાં લોકોમાં કેટલેક અંશે જોવા મળે છે. સાંસારિક ફાયદા-નુકસાનમાં થતો હર્ષ-શોકનો વિકાર પ્રાયઃ કેટલાંયે લોકોને થતો નથી. કેટલાંક લોકોમાં વહાલામાં વહાલી વ્યક્તિના મૃત્યુથી અને ધનસંપત્તિના નાશથી જરા પણ શોક-વિકાર ન થયો હોવાનું જોવા મળ્યું છે અને જોઈ શકાય છે. કામ અને ક્રોધનાં નિમિત્તો હાથવગાં હોવા છતાં પણ એમનાથી બચીને રહેનારાં ઘણાં લોકો જોવા મળે છે. આ બધી સારી વાતોને જોતાં એમ કહી શકાય તેમ છે કે સમય અનુકૂળ છે અને આપણે બધાં જે માર્ગે ચાલી રહ્યાં છીએ તે માર્ગ સર્વથા સુગમ, સીધો અને સાચો છે; તેથી આ માર્ગને વળગી રહીને વધુ બળ લગાવીને સાધન કરવું જોઈએ.

~~~~
~~~~

# યોગ, જ્ઞાન અને ભક્તિની ઉત્કૃષ્ટ વાતો

વક્તા તથા શ્રોતા બંને લાયક હોય તો વધુ અસર થાય છે. હું રહ્યો વક્તા, તેથી હું તો એમ જ સમજું છું કે વક્તાની ઊણપને કારણે શ્રોતા પર અસર ઓછી થાય છે. વક્તા જેટલી ઉચ્ચ કોટિની વ્યક્તિ હોય તેટલી તેની વધુ અસર થાય છે. વક્તામાં પરમાત્માની પ્રાપ્તિનો અધિકાર હોય તો ભલે શ્રોતામાં શ્રદ્ધા, ભક્તિ ન હોય તોપણ ભગવાનના ઘરેથી અધિકાર મળવાને કારણે બાધ્ય બનીને અસર થાય છે; તેનાં દર્શન, સ્પર્શ, વચનથી સ્વાભાવિક જ અસર થાય છે. શ્રોતા અને વક્તા બંને લાયક હોય તો તરત અસર થાય છે; જેમ કે, લોઢું અને પારસમણિ બંને અસલી હોય તો સ્પર્શ થવાથી તરત જ લોઢું સોનું બની જાય છે. બંને બરાબર હોય, પણ જો વચ્ચે કોઈ આડ કે અવરોધ આવી જાય તો કામ બનતું નથી.

યોગશાસ્ત્રમાં મસ્તક (બ્રહ્માંડ)માં દશમું દ્વાર બતાવવામાં આવ્યું છે. એ દ્વારમાંથી બ્રહ્માંડ ફોડીને જેના પ્રાણ નીકળે તેની ઉત્તમ ગતિ થાય છે. જ્ઞાનના માર્ગમાં, જેનો આત્મા અહીં જ બ્રહ્મમાં મળી જાય છે તેની કક્ષા ઉત્તમ છે; જ્યારે ભક્તિના માર્ગમાં તેની કક્ષા ઉત્તમ છે કે જેને સ્વયં ભગવાન આવી મળે છે. મૂક ચાંડાલની વાત આવે છે, તેને ભગવાન સ્વયં આવીને મળે છે.

**'न तस्य प्राण उत्क्रामति'**

**'अत्रैव समवलीयन्ते'**

(બૃહદારણ્યકોપનિષદ – ૪/૪/૬, ૩/૨/૧૧)

જેના પ્રાણ દશમા દ્વારમાંથી નીકળે એ યોગની ઊંચામાં ઊંચી સ્થિતિ છે; જ્યારે જ્ઞાનની ઊંચી સ્થિતિ જેના પ્રાણ અહીં જ બ્રહ્મલીન થઈ જાય તે છે; અને ભક્તિની ઊંચી સ્થિતિ, અવ્વલ નંબરે એ છે કે સ્વયં ભગવાન આવીને લઈ જાય અને બીજા નંબરે એ છે કે ભગવાનનું ધ્યાન કરતાં કરતાં પ્રાણ છૂટે.

**अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम्।**
**यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૮/૫)

'જે મનુષ્ય અંતકાળે પણ મને જ સ્મરણ કરતાં કરતાં શરીરનો ત્યાગ કરે છે તે મારા સાક્ષાત્ સ્વરૂપને પ્રાપ્ત કરે છે એમાં કોઈ જ સંદેહ નથી.'

ભગવાન લેવા આવે અથવા ભગવાનના પાર્ષદ લેવા આવે એમાં ફરક છે, પરંતુ પરિણામ બંનેનું એક જ છે; જેમ કે રાજા લેવા આવે કે તેનો મંત્રી, પરંતુ તે જશે તો રાજાના દરબારમાં જ. અર્ચિ-માર્ગમાં અમાનવ વ્યક્તિ આવીને ભગવાનના પરમ ધામમાં લઈ જાય છે. બધાંની ઉત્તમ ગતિ થાય છે. ભક્તિના માર્ગમાં સૌથી શ્રેષ્ઠ વાત એ છે કે તેને લેવા માટે સ્વયં ભગવાન આવે છે. ભગવાન લેવા આવ્યા છે, એ તેને દેખાય છે, બીજાંઓને દેખાતા નથી. બીજાંઓ પણ જો જુએ તો તે એથીય વધુ ઊંચી કક્ષા છે. ચિત્તમાં વૈરાગ્ય આવે તો ઉપરોમતા આવે છે. વૈરાગ્યથી સંસારનો અત્યંત અભાવ થઈ જાય છે, પછી પ્રયત્ન કરવા છતાંય સંસારનું ચિંતન થતું નથી; જેમ કે કદી કદી કોઈનું નામ ભૂલી જવાય છે તો પ્રયત્ન કરવા છતાંય તે યાદ આવતું નથી. સાધન-અવસ્થામાં ધ્યાનમાં ખૂબ મસ્ત થઈ જવાય તો ખૂબ રસ આવવા લાગે છે. જેવી રીતે લોભી માણસને ધનમાં રસ પડે છે તેવી રીતે સાધન કરનારને ભગવાનના ધ્યાનમાં રસ આવવા લાગે છે. ભગવત્પ્રીતિ થવાથી આવું થાય છે. भजनां प्रीतिपूर्वकम्। લોભી માણસને સવારથી સાંજ સુધી ધનની પ્રાપ્તિની જ ઇચ્છા રહે છે અને તેથી તે પ્રસન્ન થાય છે. ધનપ્રાપ્તિ થતાં પ્રતિક્ષણ તેની પ્રસન્નતા વધતી જાય છે. તુલસીદાસજીએ કહ્યું છે –

**कामिहि नारि पियारि जिमि लोभिहि प्रिय जिमि दाम।**
**तिमि रघुनाथ निरंतर प्रिय लागहु मोहि राम॥**

(રામચરિતમાનસ - ૭/૧૩૦ ખ)

આ આનંદ ઊંચી કક્ષાનો છે. પરમાત્માની પ્રાપ્તિનું સાધન કરવામાં રસ પડવા લાગે છે તો સાધન કરવાનું રોકાઈ જાય છે, પરંતુ તે ત્યાં રોકાવું નહિ જોઈએ, આગળ વધતું જવું જોઈએ.

અભ્યાસનું સ્વરૂપ શું છે? ભગવાનના નામ-રૂપના સ્મરણનું નામ અભ્યાસ છે. નિત્ય-નિરંતર સમાદરપૂર્વક દીર્ઘકાળ સુધી સેવન કરવાથી ભૂમિકા દૃઢ બની જાય છે. ભક્તિના માર્ગમાં સેવ્ય-સેવક, ઉપાસ્ય-ઉપાસકનો ભાવ છે; જ્યારે જ્ઞાનના માર્ગમાં પોતાના સ્વરૂપની ઉપાસના છે, પોતાના સ્વરૂપનું સ્મરણ-ચિંતન-ધ્યાન છે. વૈરાગ્ય હેતુ છે. આ સમસ્ત સંસાર દુ:ખરૂપ, ક્ષણિક, નાશવંત, ભયદાયક અને પરિણામમાં દુ:ખરૂપ છે. રાગના અભાવનું નામ વૈરાગ્ય છે અને જે મનુષ્યને પરમાત્માનું જ્ઞાન થતાં સંસારના પદાર્થો, ગુણો પ્રત્યેની તૃષ્ણા, ઈચ્છાનો અત્યંત અભાવ થઈ જાય છે તે તો પર-વૈરાગ્ય છે. આસક્તિનો અત્યંત અભાવ એ પર-વૈરાગ્ય છે – असङ्गशस्त्रेण दृढेन छित्त्वा। છેદવું એટલે ઉપરતિ, વૈરાગ્યરૂપી શસ્ત્રથી આસક્તિનું છેદન કરવાનું છે. અસંગ દૃઢ બને એવો વૈરાગ્ય હોવો જોઈએ. વૈરાગ્યનો હેતુ બતાવ્યો છે –

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते।**
**आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૫-૨૨)

'ઈન્દ્રિયો તથા વિષયોના સંયોગથી ઉત્પન્ન થનારા ભોગ દુ:ખરૂપ અને આદિ-અંતવાળા છે, તેમાં જ્ઞાની-વિવેકી રમમાણ થતો નથી, મૂર્ખાઓ જ થાય છે.' અસંગ થવું એટલે સંસારના પદાર્થોને સ્વરૂપથી ત્યજી દેવા. દૃઢ વૈરાગ્ય તરત પરમાત્માની પ્રાપ્તિ કરાવનારો છે, તેથી દૃઢ વૈરાગ્ય કરવો જોઈએ. સંસારમાંથી નિવૃત્ત થવાનો અભ્યાસ કરવો. આપણને જીવનથી પણ કોઈ પ્રયોજન નથી. એવું કશું નક્કી નથી કે શરીર રહેશે કે નહીં રહે. આપણે તો કોઈને મળવાનું નથી, બીજાએ મળવું હોય તો અમારી મના નથી. મર્યા પછી લોકો સ્મારક બનાવતા હોય છે. મારે બનાવવું નથી. એમાં જ મારી પ્રસન્નતા છે; તો તમારે પણ પ્રસન્નતા રાખવી જોઈએ. બીજી એક વાત છે – મૃત્યુવેળાએ આવશ્યકતા જણાય તો ધર્મ કરવો, એના નિમિત્તે કરવાની જરૂર નથી. શાન્તિ થતી હોય તો પહેલાં કરો અને પછીય કરો, પરંતુ એના નિમિત્તે ધર્મ નહિ કરવો જોઈએ.

≈≈≈≈

# તીર્થોના મહિમાનું રહસ્ય

**પ્રશ્ન :** 'काश्यां मरणान्मुक्तिः।' – અનુસાર, કાશીમાં મૃત્યુ થવાથી અને ગંગાજીના તટ પર મૃત્યુ થવાથી મુક્તિ થાય છે. જો કાશીમાં મરવાથી મુક્તિ થાય છે તો તેને કેવી મુક્તિ માનવી જોઈએ?

**ઉત્તર :** શાસ્ત્રોમાં આ પ્રકારનાં વિધાન મળે છે કે સાતે પુરીઓમાંથી કોઈ પણ પુરીમાં મરવાથી અથવા શ્રીગંગાજીના કિનારે મૃત્યુ થવાથી મુક્તિ થાય છે. આ વાતને હું માનું છું. કાશીનું કંઈક વિશેષ માહાત્મ્ય છે અને ત્યાં ગંગાજી પણ વહે છે. તેથી એક કાશીની બાબતમાં જ કહેવાથી બધી પુરીઓની વાત આપોઆપ સમજી શકાય છે. કાશીમાં મૃત્યુ થવાથી જે મુક્તિ થાય છે તે મુક્તિ અ-પુનરાવર્તી હોય છે; અર્થાત્ કાશીમાં મૃત્યુ થવાથી પુનઃ સ્થૂળ શરીર પ્રાપ્ત થતું નથી. પરંતુ એટલી વાત અવશ્ય છે કે તત્કાળ મુક્તિ તો કેવળ મુક્તિના સાધકની જ થાય છે અને સાધક માટે કોઈ સ્થાન-વિશેષનું મહત્ત્વ હોતું નથી. વાસ્તવમાં, પાપીઓ માટે જ આ પ્રશ્ન છે અને એમના માટે જ આ ઉત્તર છે કે એમના પૈકીના જેટલાઓનાં જેટલાં પાપ થાય છે તેટલાઓની, સૂક્ષ્મ દેહ થકી તેટલો દંડ ભોગવી લીધા પછી મુક્તિ થાય છે. એ વાત ચોક્કસ છે કે દંડ ભોગવવાના કાળની એક સીમા બંધાઈ જાય છે, જે વધુમાં વધુ ૮૮,૦૦૦ વર્ષની હોય છે. ભલેને કોઈનાં કેટલાંય વધુ પાપ કેમ ન હોય, આટલાં વર્ષો પછી તો તેની કૈવલ્યમુક્તિ થઈ જ જાય છે. એવી કોઈ વાત નથી કે બધાંને આટલાં વર્ષ લાગે. જેનાં પાપ જેટલાં ઓછાં હોય તેની મુક્તિમાં તેટલો ઓછો સમય લાગે છે. કાશી-મરણની એ જ વિશેષતા છે કે કાશીમાં મૃત્યુ થવાથી એક તો સ્થૂળ શરીર ધારણ કરવું પડતું નથી અને બીજું, મુક્તિ પ્રાપ્ત કરવાની એક અવધિ નિશ્ચિત થઈ જાય છે. આ બાબતમાં કેટલાકનું એવું માનવું છે કે દૃઢ શ્રદ્ધાથી મરણ પામનારની જ મુક્તિ

થાય છે, અન્યથા થતી નથી; તો કેટલાક એવું કહે છે કે શ્રદ્ધા હોય કે ન હોય તોપણ કાશીમાં મરણ થવાથી મુક્તિ થઈ જ જાય છે.

હું એમ નથી કહેતો કે શ્રદ્ધા નહીં રાખનારની મુક્તિ થતી નથી; કારણ કે આ બાબતમાં શાસ્ત્રનું પ્રમાણ છે. પરંતુ એટલું તો કહી શકાય કે શ્રદ્ધા ન રાખવા કરતાં શ્રદ્ધા રાખવી એ ઉત્તમ છે. કારણ, જો શ્રદ્ધા નહીં રાખનારની મુક્તિ થશે તો શ્રદ્ધા રાખનારની તો અવશ્ય થઈ જ જવાની. પરંતુ જો શ્રદ્ધા નહીં રાખનારની મુક્તિ થશે નહીં તો શ્રદ્ધા રાખનારની તો મુક્તિ થશે જ અને શ્રદ્ધા નહીં રાખનાર એમનો એમ રહી જશે. આ તર્ક મુજબ પણ શ્રદ્ધા રાખવી એ જ ઉત્તમ છે. આપણે બધાંએ તો એમ જ માનવું જોઈએ કે કાશીમાં મરણ થવાથી અવશ્ય મુક્તિ થાય જ છે. હા, એ બીજી વાત છે કે મુક્તિ ભલે અત્યારે જ થઈ જાય અથવા કેટલાંક વર્ષો પછી થાય અથવા પૂરાં ૮૮,૦૦૦ વર્ષ પૂર્ણ થયેથી થાય. પરંતુ હું આ મુક્તિના સાધનને નથી તો ઊંચી કોટિનું માનતો કે નથી તો પસંદ કરતો.

સંસારમાં બધાં મનુષ્યો પેટ ભરે છે, પરંતુ તેમની ત્રણ કક્ષાઓ છે. એ ત્રણેમાં એકથી એક વધુ ઉત્તમ છે. જેમ કે, કેટલાક મનુષ્યો તો એવા છે કે જેઓ બીજાંઓ માટે ભારરૂપ થઈને, ભીખ માગીને પોતાનું પેટ ભરે છે; કેટલાક એવા છે કે જેઓ પોતે મહેનતથી કમાઈને પોતાનું પેટ ભરે છે; તો કેટલાક એવા છે કે જેઓ પોતાના પેટની કશી જ ચિંતા નહીં કરતાં, નિરંતર સદાવ્રત વહેંચતા રહીને બીજાંઓનાં પેટ ભરે છે. કહેવાની જરૂર નથી કે જેઓ આ રીતે બીજાઓનાં પેટ ભરે છે તેમનાં પેટ તો ભરાય જ છે. આ જ રીતે મોક્ષના સાધકોની પણ ત્રણ કક્ષાઓ છે. કેટલાક તો એવા છે કે જેઓ કાશી વગેરે સ્થળે મરણ પામીને કેવળ બીજાઓના ભરોસે મુક્તિ મેળવવાનું ઈચ્છે છે; કેટલાક એવા છે કે જેઓ સંસારના તમામ પ્રકારના ભોગ-વિલાસોનો ત્યાગ કરીને, તમામ પ્રકારની કામનાઓનો ત્યાગ કરીને, વૈરાગ્યરૂપી શસ્ત્રથી સંસારનું છેદન કરતા રહીને એકાંતમાં વસીને ભજન-ધ્યાન અને સત્સંગ દ્વારા કેવળ પોતાનું કલ્યાણ કરવા ઇચ્છે છે; તો કેટલાક એવા છે કે જેઓ પોતાના કલ્યાણની કશી જ ચિંતા નહીં કરતાં, ભક્ત પ્રહ્લાદની જેમ, કેવળ બીજાંઓનું જ કલ્યાણ કરવા ઇચ્છે છે અને કરતા રહે છે. એમાં સંદેહ નથી કે એવાઓનું

પોતાનું કલ્યાણ તો થઈ જ જાય છે. આ ત્રણેમાં સૌથી ઉત્તમ એ મનુષ્યો છે કે જેઓ મુક્તિનું સદાવ્રત વહેંચતા વહેંચતા મુક્ત થઈ જાય છે; એમનાથી ઊતરતી કક્ષામાં એ લોકો આવે છે કે જેઓ બીજાંઓની પરવા નહીં કરીને ભજન-ધ્યાન દ્વારા પોતાનું કલ્યાણ કરવા ઇચ્છે છે; તો એનાથી પણ ઊતરતી શ્રેણીમાં એ લોકો આવે છે કે જેઓ ભિખારીની જેમ કોઈ બીજા પર ભાર નાખીને કાશી વગેરે સ્થળે મરણ પામીને પોતાનું કલ્યાણ કરવા ઇચ્છે છે. મુક્તિ તો ત્રણેયની થાય છે, પરંતુ સાધનમાં ભેદ છે, તેથી બધા લોકોએ મુક્તિનું એ જ ચઢિયાતું સાધન ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ કે જેનાથી બીજાંઓનું પણ કલ્યાણ થાય અને પોતાનું પણ કલ્યાણ થાય.

**પ્રશ્ન :** સત્યયુગથી માંડીને કલિયુગ સુધીમાં ઉત્તરોત્તર પાપોની વૃદ્ધિ થતાં જીવોની અધોગતિ થયા કરે છે. જેમ જેમ કલિયુગ વધે છે તેમ તેમ પાપો પણ અધિકપણે વધે છે. પાપોના વધવાથી તો વળી વધુ અધમ ગતિ થવી જોઈએ, પરંતુ તેમ ન થતાં, એવું કયું કારણ છે કે કલિયુગ પછી ઓચિંતાં જ સત્યયુગ આવી જાય છે? શું સત્યયુગના આરંભમાં જીવો બીજા હોય છે?

**ઉત્તર :** જીવો બીજા નથી હોતા. આપણે બધાંએ કરોડો વાર સત્યયુગ અને કલિયુગ જોયેલા છે. સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ એક હજાર વાર વીતી જાય છે ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે અને આટલી જ લાંબી બ્રહ્માની રાત્રિ હોય છે. સત્યયુગથી માંડીને લોકોની પાપ-પ્રવૃત્તિ ધીરે ધીરે જેમ જેમ વધતી જાય છે તેમ તેમ લોકોની અધમ ગતિ થતી ચાલે છે. સત્યયુગમાં જે મનુષ્યો હોય છે તેમનામાંના કેટલાકનો તો ઉદ્ધાર થઈ જાય છે, પણ એ તો ઘણા થોડા જ મનુષ્યોનો; બાકી ઘણા લોકોનું તો ધીરે ધીરે પતન જ થાય છે; અને એનું કારણ પ્રકૃતિનો સંગ છે. પ્રકૃતિ જડ છે અને એ જડનો સંગ સ્વાભાવિક જ અધોમુખી છે, જે કારણે એમનું ઉત્તરોત્તર અધઃપતન થવું સ્વાભાવિક છે. જ્યારે આ રીતે અધઃપતન થતું જ રહેતાં કલિયુગના અંતમાં જીવોની દુર્દશા ચરમ સીમાએ પહોંચી જાય છે, વૃક્ષોની લંબાઈ-પહોળાઈ ઘટી જાય છે, નદીઓનાં નીર સુકાઈ જાય છે, મનુષ્યોનું આયુષ્ય અત્યંત ટૂંકું થવા લાગે છે અને અત્યાચાર તથા અનાચાર મર્યાદા ઓળંગી જાય છે – ત્યારે જીવો

ઉપર દયા કરીને ભગવાન સાક્ષાત્ અવતાર લે છે અને સજ્જનોનું રક્ષણ કરીને, સામાન્ય લોકોને ઉપદેશ આપીને તથા અત્યંત દુરાચારીઓનો વિનાશ કરીને અનેક જીવોનો ઉદ્ધાર કરે છે અને ધર્મની સ્થાપના કરે છે. પાપીઓ તથા પાપો આ રીતે એકદમ ઓછાં થવાથી, સજ્જનોના આધિક્યથી અને ધર્મની સ્થાપના થવાથી પુનઃ સત્યયુગનો આરંભ થાય છે. ફરી પાછું જડ પ્રકૃતિના સંગથી જીવો ઉત્તરોત્તર અધઃપતન પામતા જાય છે. ફરી કલિયુગ આવે છે અને એના અંતમાં ફરી ભગવાન અવતાર લઈને જીવોને ઉપર ઉઠાવે છે. આ રીતે આ સૃષ્ટિચક્ર નિરંતર ચાલતું રહે છે. જો કોઈ બુદ્ધિમાન ભજન-ધ્યાન દ્વારા શ્રીપરમાત્માને પ્રાપ્ત કરીને મુક્ત થઈ જાય છે તો તે આ ચક્રમાંથી બહાર નીકળી જાય છે; જ્યારે બાકીનાં બધાં સંસાર-ચક્રમાં એમનાં એમ અટવાયેલાં રહીને અનેક પ્રકારની યોનિઓમાં ભટકતાં રહે છે. આ સંસાર-ચક્ર બરાબર ચાલતું રહે છે. આ બાબતમાં એક દૃષ્ટાંત છે : જેમ કે – સૂર્યનારાયણ પોતાનાં તેજસ્વી કિરણો વડે સમુદ્રમાંથી જળ ખેંચે છે, સમુદ્રના અતલ ઊંડાણમાં પડેલું જળ સૂર્યનાં કિરણો થકી ઊંચે ઊઠે છે, પછી એની વરાળ બને છે, એ પછી ઠંડીના સંયોગથી તેનાં વાદળ બને છે; ત્યારબાદ જળરૂપ બનીને અથવા ઠંડીનો જો વળી અધિક સંયોગ થાય તો બરફના કરા બનીને તે જળ નીચે પહાડો ઈત્યાદિ પર પડે છે. એ પછી તે નીચે નદીઓમાં વહે છે અને ફરી સમુદ્રમાં જઈ ભળે છે. ફરી ઉપર્યુક્ત રીતે તે જળ ઉપર ઊઠે છે અને ઠંડીના સંયોગથી ફરી નીચે પડે છે. આ રીતે પાણીનું ઊંચે ચડવું અને નીચે પડવું એ ચક્ર નિરંતર ચાલ્યા જ કરે છે. જો પાણી માત્ર ઊંચે જ ઊંચે ઊઠતું જાય તો સમુદ્ર ખાલી થઈ જાય અને જો નીચે ને નીચે જ પડ્યા કરે તો એટલું પાણી સમાય જ ક્યાં? તેથી ઊંચે ચઢવું અને નીચે પડવું એ બંને કામ થયા જ કરે છે. આ દૃષ્ટાંત અનુસાર, ભગવાનની દયાના સંયોગથી નીચે પડેલા કલિયુગી જીવો ઉપર ઊઠીને સત્યયુગમાં આવે છે અને જડ પ્રકૃતિના સંગથી સ્વાભાવિક જ ફરી નીચે પડે છે. જીવોના નીચે પડવાનું કારણ પ્રકૃતિ છે અને ઉપર ઊઠવામાં કેવળ ભગવાનની દયા જ કારણભૂત છે; જેમ કે પાણીના નીચે પડવાનું કારણ ઠંડી છે અને ઉપર ઊઠવામાં સૂર્યનારાયણનું તેજ કારણભૂત છે.

**પ્રશ્ન :** જો પાપોની અતિવૃદ્ધિ થવાથી જ ભગવાન દયા કરીને અવતાર ધારણ કરે છે અને તેમના અવતારથી જીવોની દુર્દશાનો અંત થઈને સત્યયુગ આવે છે તો, તો પછી પાપોની અતિવૃદ્ધિ થવી એ યોગ્ય જ છે ને?

**ઉત્તર :** પાપોની અતિવૃદ્ધિ થવી એ કોઈ પણ રીતે યોગ્ય નથી; અને પાપોની અધિકતા કરીને ભગવાનને બોલાવવાની ઈચ્છા પણ અત્યંત નિંદનીય છે. જો પાપોના વધવાથી ભગવાન આવતા હોય તો આપણે એવી ઈચ્છા કરવી જોઈએ કે ભગવાન આવે કે ભલે ન આવે, પરંતુ પાપ તો ન જ વધવાં જોઈએ. પાપોની વૃદ્ધિ ઈચ્છવી એ તો ખૂબ જ ખરાબ વાત છે. ભગવાનનું આગમન સજ્જનોનું રક્ષણ, દુષ્ટોનો વિનાશ અને ધર્મની સ્થાપના – આ ત્રણ કારણોથી અથવા તે પૈકીના કોઈ એક પણ કારણથી થઈ શકે છે. આપણે બધાંએ તો ભક્તિના કારણસર જ ભગવાનને બોલાવવા જોઈએ. આજ સુધી જે અવતારો થયા છે તેમાંના કોઈ અવતાર ત્રણે કારણોથી, કોઈ બે કારણોથી અને કોઈ કેવળ એક જ કારણથી થયા છે. ભગવાન શ્રીરામ, શ્રીકૃષ્ણ અને શ્રીનરસિંહના અવતારમાં ત્રણે કારણો હતાં, ભગવાને ત્રણે કામ કર્યાં. ભગવાન પરશુરામજીએ માત્ર દુષ્ટોનો વિનાશ જ કર્યો. સનકાદિ અને ઋષભદેવજીએ માત્ર ધર્મની સ્થાપનાનું કાર્ય કર્યું. ભગવાને ધ્રુવજીને વિષ્ણુરૂપે જે દર્શન આપ્યાં હતાં તેમાં ભક્તિ જ એક કારણભૂત હતી. હંસાવતાર ભક્તિને કારણે થયો હતો. શ્રી ચૈતન્ય મહાપ્રભુજી કે જેમને બંગાળના લોકો ભગવાનનો અવતાર માને છે - મારી સમજમાં તો તેઓ કારક પુરુષ જ જણાય છે – તેમણે ભક્તિનો ઉપદેશ કરીને જ લોકોનો ઉદ્ધાર કર્યો હતો. તેથી આપણે તો કેવળ ભક્તિ જ કરવી જોઈએ. ભક્તિના બળથી ભગવાનનું શુભ-આગમન થઈ જાય તો ઠીક છે, ન થાય તો તેમની મરજી. આપણે તો કેવળ ભક્તિનું જ બળ વધારવું જોઈએ, કે જેથી ભગવાને દર્શન આપવા આવવું જ પડે. પાપો વધી જવાથી ભગવાનનું આગમન થતું હોય તો, પાપો ન વધે એ જ ઉત્તમ છે. એમનું આગમન ન થાય તોપણ કોઈ વાંધો નહીં.

॥ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

~~~~
~~~~

# ધ્યાનનો મહિમા

ધ્યાનમાં મસ્ત રહેવું જોઈએ. ધ્યાનના વાતાવરણને લીધે બીજાંઓનું પણ ધ્યાન લાગી શકે છે. ધ્યાનમાં વૈરાગ્ય, ઉપરતિ પ્રધાન છે, તો પછી વ્યાખ્યાનની જરૂર નથી. સ્ફુરણા-રહિત વૃત્તિ હોય, કોઈ પ્રકારની સંસારની વાત આવવી જ નહિ જોઈએ. ઈષ્ટ ભલે સાકાર હોય, નિરાકાર હોય પણ તેમાં જ સ્થિત રહેવું જોઈએ. પ્રયત્ન, પરિશ્રમ પૂરેપૂરો કરવો જોઈએ. યોગશાસ્ત્રમાં કહ્યું છે – ચિત્તમાં ખૂબ વૈરાગ્ય અને ઉપરતિ રહેવાં જોઈએ. ગંગાના કિનારે મન સ્વાભાવિક જ એકાગ્ર બને છે. ત્યાંનું સ્થાન, હવા - બધું ધ્યાનમાં સહાયક છે. મનુષ્ય ધ્યાનાવસ્થામાં બેઠેલો હોય તો તેનું વાતાવરણ સારું હોય છે. આ સ્વાભાવિક છે. ગંધ આવતી હોય તો ગંધનું વાતાવરણ છે, અવાજ આવે છે તો અવાજનું વાતાવરણ છે. મનમાં અનેક પ્રકારની વાસના હોય તો તે પ્રકારનું વાતાવરણ ફેલાય છે. ઈન્દ્રિયો થકી જેવી ચેષ્ટા-ક્રિયા થાય તેવું જ વાતાવરણ ફેલાય છે. કામીથી કામના, ભોગીથી ભોગના, આળસુથી આળસના પરમાણુ ફેલાય છે; તે જ રીતે ધ્યાનના વાતાવરણથી ધ્યાનના પરમાણુ ફેલાય છે. ધ્યાનના વાતાવરણથી સ્વાભાવિક જ બીજાંઓ પર ધ્યાનની અસર પડે છે – આ સ્વાભાવિક વાત છે. ધ્યાનમાં મસ્ત બનીને ઘૂમીએ તો ધ્યાનના પરમાણુ ફેલાય છે. સમષ્ટિ અંતઃકરણમાં જે વાત હોય તે આકાશમાં ફેલાઈ જાય છે. આકાશનો ગુણ શબ્દ છે, તે આકાશમાં ફેલાઈ જાય છે. શબ્દોથી પણ ઊંચો દરજ્જો છે મન-બુદ્ધિનો. વાણીમાં ઉત્તમ શબ્દ હોય છે તો આકાશમાં ઉત્તમ શબ્દો વ્યાપક બની જાય છે. મન-બુદ્ધિમાં ધ્યાનની વૃત્તિ થઈ જાય તો મન-બુદ્ધિ પર અસર પડે છે. તમોગુણી વૃત્તિ હોય તો તમોગુણી અસર થાય છે અને સતોગુણી વૃત્તિ હોય તો સતોગુણી અસર થાય છે.

ધ્યાનના વાતાવરણમાં સ્વાભાવિક જ ધ્યાનની વૃત્તિ થઈ જાય છે.

~~~~
~~~~

# ભગવાનની લીલાનું તત્ત્વ-રહસ્ય

સગુણ ભગવાન રામ, કૃષ્ણની લીલાનું વર્ણન કરતી વખતે તેમનાં ચિત્ર, ચરિત્ર નજર સામે આવી જાય છે, આ નિયમ છે. ભગવાનની પ્રત્યેક લીલામાં તત્ત્વ, રહસ્ય, ગુણ અને પ્રભાવ ભરેલાં રહ્યાં હોય છે. આપણે ભગવાનની લીલામાં ગુણ, પ્રભાવ જોવા જોઈએ. ભગવાન અને મહાત્માની કોઈ પણ ક્રિયા હોય, તે મહત્ત્વપૂર્ણ હોય છે. જેમ – આસુરી પ્રકૃતિના મનુષ્યોની તમામ ક્રિયા નિરર્થક હોય છે.

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम्।**
**परं भावमजानन्तो मम भूतमहेश्वरम्॥**
**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૯/૧૧, ૧૨)

ભગવાન કહે છે કે, તેઓ ઘણું અધઃપતન પામેલા મનુષ્યો છે; ભગવાનના પ્રભાવને નહીં જાણનારા મૂઢ લોકો મને, મનુષ્યશરીરધારી પરમાત્માના પરમ ભાવને નહીં જાણીને મારો તિરસ્કાર કરે છે. એ લોકો અનેક પ્રકારની આશા કરે છે, મરણ તથા પ્રલય સુધ્ધાંની આશા કરે છે. તે તમામ વ્યર્થ છે. રાક્ષસી પ્રકૃતિ એ એક એવી પ્રકૃતિ છે કે જ્યાં પોતાની ગાંઠનું ખર્ચીને બીજાનું અનિષ્ટ કરવામાં આવે છે; આસુરી પ્રકૃતિ એ એક એવી પ્રકૃતિ છે કે જે પોતાનો સ્વાર્થ સાધવા માટે બીજાનું અનિષ્ટ કરે છે; અને મોહિની પ્રકૃતિ એ એક એવી પ્રકૃતિ છે કે જેનાથી મોહવશાત્ બીજાનું અનિષ્ટ થાય છે. આ નીચ મનુષ્યોનું આચરણ-કથન બધું વ્યર્થ છે; જ્યારે ઈશ્વરનું આચરણ, તેની આશા, કલ્પના, તેનું જ્ઞાન એ બધું અમોઘ છે, વ્યર્થ નથી. તેથી ઈશ્વરના અવતારની લીલામાં મહત્ત્વ ભર્યું રહેલું હોય છે. લોકો જાણતા નથી તેથી લાભ ઉઠાવતા નથી. તુલસીકૃત

'રામચરિતમાનસ'માં લખ્યું છે –

જે સમયે, ભગવાન શ્રીરામે ધનુષ્ય તોડ્યું તે પછી પરશુરામજી આવ્યા અને બધા રાજાઓ ઉપર ગુસ્સે થયા, ત્યારે લક્ષ્મણજી પ્રશ્નોત્તર કરે છે. તેઓ કોઈ પણ ક્રિયા કરતા હતા તો મહારાજ રામની સંમતિ, આજ્ઞા કે સંકેત વિના કરતા ન હતા. લક્ષ્મણ તો ઉચ્ચ કોટિના મહાપુરુષ હતા. પરશુરામ તેમને એક રાજાનો દીકરો સમજતા હતા. રામ વિનયપૂર્વક વાત કરે છે. પરશુરામજીએ કહ્યું – 'લક્ષ્મણને દૂર કરો, કારણ કે તે ત્રાંસી નજરથી જોઈ રહ્યો છે, નહીંતર અનર્થ થઈ જશે.' લક્ષ્મણ ક્યાં ચૂપ રહે તેવા હતા? કહી દીધું કે તમારી જ આંખો બંધ કરી દોને! પરશુરામજીએ જોયું કે આજે આ શી વાત બની ગઈ? હું આવો વીર અને મારી અંદર આ શો પ્રભાવ પડી રહ્યો છે કે હું કશું કરી શકવા અસમર્થ છું? પછી તેઓ રામ પર ગુસ્સે થયા – ''તારો ભાઈ જે કંઈ કહે છે તેમાં તારી સંમતિ છે, તેથી તું 'રામ' કહેવડાવવાનું છોડી દે, 'રામ' તો હું છું.'' ત્યારે રામે કહ્યું –

**राम मात्र लघु नाम हमारा। परसु सहित बड़ नाम तोहारा॥**

''મારું તો 'રામ' માત્ર જ નામ છે, જ્યારે આપનું 'પરશુરામ' છે! આપની અને અમારી લડાઈ કેવી? આપનું શસ્ત્ર છે તેમાં નવ ગુણ છે, જ્યારે મારા ધનુષ્યમાં કેવળ એક જ ગુણ છે. આપની અને અમારી બરાબરી કદાપિ થઈ શકે નહીં. આપના ચરણ અને અમારું મસ્તક – બરાબરી થઈ શકે જ નહીં.'' પરશુરામે પૂછ્યું – 'તો પછી ધનુષ્ય કોણે તોડ્યું?' ભગવાન કહે છે –

**नाथ संभुधनु भंजनिहारा। होइहि केउ एक दास तुम्हारा॥**

'હે નાથ! શંકરના ધનુષ્યને તોડનારો આપનો જ કોઈ એક દાસ છે. હું આપનો અપરાધી છું, આપ રોષ, ક્રોધ કંઈ પણ કરો.' ભગવાનનાં વચનોમાં કેટલો વિનય, નીતિ, જ્ઞાન અને ચેતવણી ભરેલાં છે? પણ પરશુરામજી ચેત્યા નહીં, તેઓ તો બરાબર ક્રોધ કરતા રહ્યા. રામે કહ્યું – 'મહારાજ, આપ મોટા છો, બ્રાહ્મણ છો.' પરશુરામજીએ કહ્યું – 'અમે એવા-તેવા બ્રાહ્મણ નથી કે જેમને તું વારંવાર બ્રાહ્મણ-બ્રાહ્મણ કહી રહ્યો છે.' રામે કહ્યું – 'અમે તો આપને બ્રાહ્મણ-પૂજ્ય સમજીને નમસ્કાર કરીએ છીએ, ભયના કારણે નહીં. ગાય,

બ્રાહ્મણ પર અમારી શૂરવીરતા નથી ચાલતી.' પરશુરામજી આમ છતાં માન્યા નહીં, તો રામે રહસ્યની વાત કહી –

**बिप्रबंस कै असि प्रभुताई। अभय होइ तो तुम्हहि डेराई॥**

'બ્રાહ્મણવંશની એવી પ્રભુતા છે કે અભય હોય તે પણ તેનાથી ડરે છે.' પરશુરામે જાણ્યું કે અભય તો એક વિષ્ણુ છે, ક્યાંક આ વિષ્ણુનો અવતાર તો નથીને? પછી વિચાર્યું – વિષ્ણુએ મને આ શાર્ઙ્ગધનુષ્ય આપીને કહ્યું હતું કે જ્યારે હું અવતાર લઈશ ત્યારે હું જ આ ધનુષ્ય ચઢાવી શકીશ. તેથી કહ્યું –

**राम रमापति कर धनु लेहू। खैंचहु मिटै मोर संदेहू॥**

'જો તમે રમાપતિ રામ છો તો મારા હાથમાંથી ધનુષ્ય લઈ લો. જો તમે તે ચઢાવી શકો તો મારો સંદેહ મટી જશે.' ભગવાનનો ધનુષ્યને સ્પર્શ થતાં જ તે આપમેળે ચઢી ગયું. આ જોઈને પરશુરામજીને ઘણું આશ્ચર્ય થયું.

હવે, આ રહસ્ય-તત્ત્વ સમજવું જોઈએ. ગુપ્ત વાતને રહસ્ય કહે છે. રામ સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ પરમાત્મા હતા. પરશુરામજી જાણતા ન હતા તેથી સંકેતથી જણાવી દીધું અને રહસ્ય ખૂલી ગયું. ધનુષ્ય ચઢાવવું ન પડ્યું, તે આપમેળે ચઢી ગયું. પરશુરામ તેમને જાણી ગયા અને સ્તુતિ કરવા લાગ્યા. અભય ભગવાન છે – આ વાત પરશુરામે જાણી લીધી. "આપનું નામ 'પરશુરામ' છે, જ્યારે મારું નામ માત્ર 'રામ' છે", "આપના ચરણ, મારું મસ્તક" – આ વચનોથી રામચંદ્રજીનું નિરભિમાનીપણું જણાઈ આવે છે. આ રહસ્ય છે કે ઉચ્ચ કોટિના પુરુષોમાં નિરભિમાનીપણું હોય છે. શંભુના ધનુષ્યને તોડનારો આપનો જ કોઈ એક દાસ છે, તે વિષ્ણુ છે - આ રહસ્ય છે. શિવના ધનુષ્યને તોડનારો આપનો દાસ છે એમ કહેવામાં પોતાને નાના બતાવવાનો હેતુ છે. આ રહસ્યની વાત છે, બોધ-ઉપદેશ છે. ક્યાંય પોતાનું મહત્ત્વ બતાવવું હોય તો લઘુતા જ બતાવવી જોઈએ. ભગવાને પ્રત્યેક ચોપાઈમાં રહસ્ય બતાવ્યું, પણ પરશુરામજી સમજ્યા નહીં. 'ગાય, બ્રાહ્મણ પર અમારી શૂરવીરતા નથી ચાલતી' – સમજવું જોઈએ કે આ પૂજ્ય છે, મારવાને પાત્ર નથી, તેથી શૂરવીરતા ચાલતી નથી; તેઓ ડરતા ન હતા. ભગવાન પોતાનો

પ્રભાવ બતાવતા રહીને પણ વિનય અને નમ્રતાથી વર્તે છે. ભગવાનનું રહસ્ય સમજવું એ મામૂલી વાત નથી. રહસ્યની સાથે પ્રભાવ પણ ભર્યો પડ્યો છે. 'રામ' માત્ર શબ્દ છે – ઉચ્ચ કોટિના મનુષ્યો જ આવો શબ્દપ્રયોગ કરતા હોય છે. 'રઘુવંશીઓ કાળથી પણ ડરતા નથી' આ કથનમાં કેટલો પ્રભાવ છે? 'હું કાળનો પણ કાળ છું' – એવું સ્પષ્ટ કહેતા નથી. રહસ્યપૂર્વક કહેવું એ જ રહસ્ય છે. 'અમે કાળથી ડરતા નથી' – એ પ્રભાવ છે. શિવનું ધનુષ્ય સ્પર્શ કરવાથી તૂટી ગયું, વિષ્ણુનું ધનુષ્ય સ્પર્શ કરવાથી ચઢી ગયું – આ પ્રભાવ છે.

ગુણ શું છે? કોમળતા, વિનય, શાસ્ત્રની મર્યાદાનું પાલન. ઉચ્ચ કોટિના પુરુષ હોવા છતાં લઘુતા બતાવે છે. ભગવાનનું નામ છે – अमानी मानदः। પરશુરામજીને માન-મોટાઈ આપી રહ્યા છે અને પોતાની લઘુતા બતાવે છે. વાસ્તવમાં પરશુરામને તો લોકો ભયથી માને છે, શ્રદ્ધા-પ્રેમથી નહીં; જ્યારે ભગવાનને શ્રદ્ધા-પ્રેમથી માને છે – આ ગુણ છે. 'ગાય, બ્રાહ્મણ પર અમારી શૂરવીરતા ચાલતી નથી' એનું કારણ દયા છે. દયા ગુણ છે. ભગવાન બોધ આપી રહ્યા છે કે જેવું હું કરું છું તેવું તમે કરો. તેઓ એવું ફક્ત કહેતા જ નથી, બલકે કરી બતાવે છે. ધર્મ શું છે? – એ ક્રિયાથી બતાવે છે. સદ્વ્યવહાર એ ધર્મ છે. મર્યાદાપુરુષોત્તમ ભગવાન મર્યાદા બતાવે છે. આપણે અવસર આવી પડતાં એવો જ વ્યવહાર કરવો જોઈએ. તત્ત્વ શું છે? જે નિર્ગુણ-નિરાકાર બ્રહ્મ છે એ જ શ્રીરામ છે. શ્રીરામનું શરીર પંચભૂતનું બનેલું નથી, તેઓ તો સ્વયંભૂ છે. ગીતામાં જણાવ્યું છે –

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।**
**प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૬)

'હું અજન્મા અને અવિનાશી સ્વરૂપ હોવા છતાં પણ તથા સમસ્ત પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાં પણ પોતાની પ્રકૃતિને આધીન કરીને પોતાની યોગમાયાથી પ્રગટ થાઉં છું.'

ભગવાન પોતાની લીલાથી પ્રગટ થાય છે. તેમનું પ્રગટ થવું, અંતર્ધાન

થવું એ બધી લીલા છે. જેવી રીતે વરાળ, વાદળ અને ઝાકળ – બધાંનું તત્ત્વ એક જ, જળ છે તેવી જ રીતે પૂર્ણબ્રહ્મ પરમાત્મા જ શ્રીરામરૂપે પ્રગટ થયા છે. આ તત્ત્વ-રહસ્ય સમજવાનું છે કે સાકાર, નિરાકાર, સગુણ, નિર્ગુણ – એક જ તત્ત્વ છે. ભગવાનની પ્રત્યેક લીલામાંથી બોધ લેવો જોઈએ કે તેમની પ્રત્યેક ક્રિયામાં ગુણ-પ્રેમ-દયા ભરેલાં પડેલાં હોય છે.

ભગવાનની લીલાના સમયે તેમની પ્રત્યેક ક્રિયા, આચરણ વગેરેનું વર્ણન કરતી પ્રત્યેક ચોપાઈમાં તેમના ગુણ, પ્રભાવ, નીતિ અને ધર્મ મૂર્તિમંત થયેલાં જાણવા મળે છે. ભગવાનનાં વચનો પર વિચાર કરીએ તો તે વચનોમાં અદ્‌ભુત રહસ્ય ભર્યું પડેલું હોય છે – ગુણ-પ્રભાવ ઓતપ્રોત રહેલા હોય છે. ભગવાનના શરીર, મન, વાણી, ભાવ અને ક્રિયાનું વર્ણન ક્યાંય આવે છે તો આ અદ્‌ભુત વાતો સમજવાથી મનુષ્ય મુગ્ધ થઈ જાય છે.

ભરત ચિત્રકૂટ પહોંચ્યા. લક્ષ્મણ વૃક્ષ પર ચઢીને બોલે છે. ત્યાં ભગવાનનાં વચન કેવાં છે? 'લક્ષ્મણ! તું કહે છે કે અયોધ્યાનું રાજ્ય મળવાથી ભરતને મદ આવી ગયો છે.' ભરતને મદ આવે એ સંભવ નથી, અસંભવ છે. તેનામાં નીતિ, ધર્મ, પ્રેમ, રહસ્ય તથા પ્રભાવ – આ બધું મૂર્તિમંત બનીને બિરાજમાન છે. નીતિ એ છે કે લક્ષ્મણ નીતિ બહારની વાત કહી રહ્યો છે; વીરરસના મદમાં, પોતે શું બોલવું જોઈએ એ લક્ષ્મણ ભૂલી ગયો છે, ભગવાન ભૂલ્યા નથી. આ બધી વાતો ભરત સાંભળશે તો તેના પર શી અસર થશે? તે શરમનો માર્યો ખસિયાણો પડી જશે – આ રહસ્ય છે. આ રીતે લક્ષ્મણજીને ઠપકારવા એ ધર્મ છે. એ ભરતના પ્રભાવનું વર્ણન છે કે તેમને વિધાતાનું-હરિહરનું પદ મળી જાય તોપણ તેમનામાં મદ આવી શકે નહીં. ભગવાનનો એવો ભાવ છે કે 'હું સાક્ષાત્ પરમાત્મા છું, વિધાતાનું-હરિહરનું પદ મારા સિવાય બીજું કોણ આપી શકે? આ ભરત તો મારો ભાઈ છે, તે ઇચ્છે તો આ પદ તેને મળી શકે છે.'

ભગવાન કથા કહી રહ્યા છે, ત્યાં લક્ષ્મણે સમાચાર આપ્યા કે ભરત આવી રહ્યા છે. આ સાંભળીને ભગવાનના કેવા હાલ થયા છે? ભરતને મળવા માટે દોટ મૂકી તો ક્યાંક વસ્ત્ર પડી ગયાં, તો ક્યાંક ધનુષ્ય-તીર-તરકસ પડી

ગયાં. મહારાજ પ્રેમવશ અધીર છે. બતાવી દીધું –

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૪-૧૧)

('જે ભક્તો મને જે પ્રકારે ભજે છે, હું પણ તેમને તે પ્રકારે ભજું છું.')

ભગવાન ભરતને પ્રયત્નપૂર્વક ઊભા કરે છે. ભગવાન ઇચ્છે તો ત્રિલોકને ઉઠાવી શકે છે. ભરતનો ભાવ છે – હું ભગવાનના ચરણોમાં જ રહું. અને ભગવાને જોયું, તું તો મારો પ્રેમપાત્ર છે, મારા હૃદયનો ટુકડો છે. ભગવાને બતાવ્યું – પરમાત્મા બધાંના હૃદયમાં છે, તેથી હૃદયમાં રહેલા ભગવાનને તું પ્રણામ કર. અહીં ભગવાન પોતાની જાતને છુપાવે છે. આ પ્રકારે વ્યવહાર કરવો જોઈએ એ અહીં બોધ છે. નાના દીકરા કે ભાઈ સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ, એ ભગવાન રામે બતાવ્યું કે આ પ્રકારે વ્યવહાર કરવો જોઈએ. પોતાની જાતને છુપાવવી એ મહારાજની નીતિ છે. કોઈ પણ મહાપુરુષ એવું કહી જણાવે કે હું મહાપુરુષ છું તો તેની એટલી અસર નથી પડતી કે જેટલી અસર ભક્ત આપમેળે જ જાણી જાય કે આ મહાપુરુષ છે એનાથી પડે છે.

જેનું સાધન સારું ચાલતું હશે તે ભૂલથી પણ એમ નહીં કહે કે ખૂબ સારું ચાલી રહ્યું છે. જો વાસ્તવિક સમજ હશે તો તે પૂછનારના આશય અનુસાર તેનો જવાબ આપશે.

શરીર બાબતે કોઈ પૂછે કે શું આપનું શરીર ઠીક તો છે ને, તો 'ઠીક છે' એમ જણાવવું એ જ યોગ્ય છે. તમારા દોષ, બીમારી, રોગ, સ્વાસ્થ્ય બાબતે પૂછે તો તમે તમારો રોગ કહી જણાવો, એ વધુ મહત્ત્વનું નથી. અહીં તો સાચને સાચવીને તમારા રોગનું પ્રમાણ ઓછું બતાવો એ યોગ્ય છે. ભજન-ધ્યાન-સાધન વગેરે અત્યંત ઊંચી કોટિની વસ્તુ છે. એ બાબતમાં કોઈ મહાપુરુષ પૂછે તો મોટી આફત આવી પડે છે. અસત્ય પણ નહીં કહી શકાય અને ગુણની વાત પણ પ્રકટ નહીં કરી શકાય – એ કારણે મોટી આફત આવી પડે છે. આવા સમયે જેવો મોકો હોય, જેવો ભાવ હોય તેવાં વચન કહેવાતાં હોય છે. સારા પુરુષો તો હાવભાવથી જ સમજી જાય છે. સાધક પણ સમજી જાય છે –

**मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૮/૨૬)

'જે કર્તા સંગરહિત હોય, અહંકારી વચનો નહીં બોલનાર હોય, ધૈર્ય અને ઉત્સાહથી યુક્ત હોય તથા કાર્યની સિદ્ધિમાં અને અસિદ્ધિમાં હર્ષ-શોકાદિ વિકારોથી રહિત હોય તેને સાત્ત્વિક કહેવામાં આવે છે.'

ભગવાનની લીલા અદ્‌ભુત છે. મહારાજ રામ પાસે વિભીષણ આવ્યા. જાણ કરી કે હું રાવણનો ભાઈ વિભીષણ છું અને ભગવાનના શરણે આવ્યો છું. ત્યારે ભગવાને પોતાના બધા મંત્રીઓની સંમતિ લીધી. સુગ્રીવે કહ્યું – 'મહારાજ, મારો તો એવો મત છે કે એને કેદ કરી લેવો જોઈએ, કારણ કે તે શત્રુનો ભાઈ છે, રાક્ષસ છે, લાગ મળતાં મારી શકે છે; તે ઘણો કપટી છે. તેથી મારો તો મત છે કે એને બાંધી દેવો જોઈએ.' ભગવાને કહ્યું – 'સુગ્રીવ! તમારી સલાહ ઘણી સારી છે, નીતિયુક્ત છે; મિત્રને જેવી સલાહ આપવી જોઈએ તેવી સલાહ તમે આપી છે. પરંતુ આ બાબતે મારે ભય રાખવાની કોઈ જરૂર નથી. લક્ષ્મણ ઈચ્છે તો પળવારમાં બ્રહ્માંડને ખતમ કરી શકે છે. રાક્ષસ મને છેતરી શકતા નથી. મારી ઉપર માયાની અસર પડતી નથી. જે મારા શરણે આવે છે તે ભલે ને કોઈ પણ હોય, મારો નિયમ છે કે હું તેને તરછોડતો નથી.' 'તમે ઘણું સારું કહ્યું' એમ કહેવાનું પરિણામ એ આવ્યું કે 'વિભીષણને બોલાવી લાવો' એવી ભગવાને આજ્ઞા આપી દીધી. ભગવાનની પ્રત્યેક ક્રિયામાં રહસ્ય છે.

જે વિધાનની આગળ 'પરંતુ' લાગે તો તેમાં અર્ધ-સ્વીકૃતિ છે – આ નીતિ છે, પ્રેમભર્યું વર્તન છે. પોતાનો હેતુ સિદ્ધ કરવો હોય તો આનાથી ઘણી મદદ મળે છે. આ બુદ્ધિમાની છે. લક્ષ્મણનો પ્રભાવ બતાવવામાં આવે છે તો ત્યાં તે પોતાનો જ તો પ્રભાવ છે. સાથે સાથે એમાં એ રહસ્ય-વાત પણ છે કે મારા ઉપર માયાની અસર પડતી નથી. હું સાક્ષાત્ પરમાત્મા છું. મારી સામે અવિદ્યા અને અવિદ્યાનું કાર્ય ટકી શકતાં નથી. જે છળ-કપટ વિનાના છે તેમના પર છળ-કપટની અસર પડતી નથી. આ સ્પષ્ટ

શબ્દોમાં નહીં બતાવ્યું એ રહસ્ય છે, પ્રભાવનું પ્રકટીકરણ છે. રાજતિલક આપી દેવું એ નીતિ છે. વિજય પોતાનો જ થાય છે – આ રહસ્ય છે અને આ પ્રભાવ પણ છે. આ તત્ત્વ-રહસ્ય છે કે પરમાત્માનું પરમાત્માપણું સિદ્ધ થઈ રહ્યું છે કે પરમાત્મા જ આમ કરી શકે છે. ઉચ્ચ-કોટિના મનુષ્યોએ કયા પ્રકારનું વર્ણન કરવું જોઈએ એ તેઓ શીખવે છે. શરણે આવેલાનું રક્ષણ કરવું એ વ્રત છે. સાધારણ મનુષ્યનું આવું વ્રત હોઈ શકે નહીં. દયા, પ્રેમ, ક્ષમાયુક્ત વર્તન છે. ભગવાને કેવો અલૌકિક ભાવ બતાવ્યો છે! આ રીતે, રામચરિતમાનસ વાંચતી વેળા પ્રત્યેક ચોપાઈ વાંચીએ છીએ ત્યારે તેનો ભાવ જાણીને અત્યંત શાંતિ અને આનંદ મળે છે તથા તેનું મનન કરવાથી એના રંગે રંગાઈ જવાય છે. આમ, રામની કોઈ પણ ક્રિયા હોય એ દરેકમાં તત્ત્વ-રહસ્ય ભર્યું પડેલું છે; નીતિ-ધર્મ ભર્યાં પડ્યાં છે. મહાપુરુષોની ક્રિયા તથા ભાવ અલૌકિક છે, તેમના આચરણમાં બોધ, ઉપદેશ, નીતિ, ધર્મ ભરેલાં પડ્યાં હોય છે. એટલું જ નહીં, ગુણ, પ્રભાવ, રહસ્ય - બધાનો એમાં સમાવેશ થયેલો હોય છે. આપણે સમજતાં નથી તેથી લાભ લઈ શકતાં નથી. મહાપુરુષો આંખ બંધ કરે, ખોલે, હાથ હલાવે, પાણી પીએ વગેરે જે કંઈ પણ ક્રિયા કરે છે તેનો કોઈ ને કોઈ મતલબ હોય છે, પણ આપણે સમજતાં નથી. જેમને શ્રદ્ધા હોય તેઓ જાણી જાય છે. સારા મહાપુરુષો પોતાની પ્રત્યેક ક્રિયાનો ભાવ જાણે છે. ભાવ હોવાથી જ ક્રિયા થાય છે. શ્રદ્ધા રાખનારા પણ જાણે છે. તેઓ કોઈ પણ ચીજને અડકે છે અથવા કોઈ ચીજ તેમને અડકી જાય છે – એમાં રહસ્ય છે. પોતાને કોઈ ચીજ અડકી જાય છે એમાં પ્રારબ્ધનો સંબંધ હોય છે; પણ તેઓ કોઈ ચીજને અડકે છે તો તેમાં રહસ્ય રહેલું હોય છે. તેમની કોઈ પણ ક્રિયા નિરર્થક હોતી નથી.

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૧૮)

'તે મહાપુરુષનું આ વિશ્વમાં કર્મ કરવાનું નથી તો કોઈ પ્રયોજન હોતું અને નથી તો કર્મ નહીં કરવાનું કોઈ પ્રયોજન હોતું તથા સમસ્ત પ્રાણીઓમાં

પણ તેનો કિંચિતત્માત્ર પણ સ્વાર્થનો સંબંધ નથી હોતો.'

તો પછી તેમની ક્રિયાની જાણ કેવી રીતે થાય? પૂછવાથી તેઓ બધાંને બતાવતા નથી. કોઈ શ્રદ્ધાળુ હોય તો તેને પાત્ર સમજીને બતાવે છે. તેમની બતાવવાની પદ્ધતિ અલગ હોય છે.

**गूंगा तेरी सैन को गूंगा समझे कोय।**
**के गूंगा की मायड़ी के गूंगा की जोय॥**

પૂરો મતલબ તો તેઓ પોતે જ જાણે છે, અન્ય કોઈ નહીં. તે મહાપુરુષોનો સંકલ્પ સંસારના કલ્યાણ માટે હોય છે. તેમનો ખાવા-પીવાનો વ્યવહાર પણ પ્રારબ્ધભોગ માટે અને લોકોના કલ્યાણ માટે હોય છે. તેમના થકી કોઈનું અહિત થતું નથી. તેઓ મારે છે તેમાં પણ હિત હોય છે. દેખીતી રીતે તો તે અનિષ્ટ લાગે છે, પરંતુ તે અનિષ્ટમાં પણ હિત હોય છે, પ્રેમ હોય છે. આ વાત મહાપુરુષો અથવા તેમના પ્રેમી ભક્તો જ સમજે છે. આવી વાતો પુસ્તકોમાં નથી હોતી, ભગવાન અથવા તેમના ભક્તોના હૃદયમાં હોય છે. તેમના બધા જ શબ્દો તોળીને બોલાયેલા હોય છે. સ્વાભાવિક વચનો આપમેળે ઉચ્ચારાય છે, પહેલાંથી જ તૈયાર હોય છે, તેમણે વિચારવું નથી પડતું. તેમની તમામ ક્રિયા તથા તેમના તમામ ભાવ અનુભવરૂપ હોય છે. તેમના ગુણ, જ્ઞાન, ક્રિયા અલૌકિક અને દિવ્ય હોય છે.

પરમાત્માનું નિર્ગુણ-નિરાકાર સ્વરૂપ આનંદ છે, તે પૂર્ણ છે, અપાર છે અને શાંતિમય છે; પ્રચુર અને ઘન છે, સત્-ચિત્-આનંદઘન છે; જ્ઞાનસ્વરૂપ-બોધસ્વરૂપ છે; જડ આનંદથી વિપરીત છે, તેથી ચેતન આનંદ છે. તે સર્વથી ઉત્કૃષ્ટ છે, તેથી પરમ આનંદ છે, અનંત આનંદ છે, તેનો દેશકાળ થકી અંત નથી થતો. તે વિકાર-રહિત છે, તેથી નિર્વિકાર છે - એકમાત્ર આનંદ જ આનંદ છે. એક પરમાત્મા સિવાય તમામ વસ્તુઓનો તેમાં અત્યંત અભાવ હોય છે. આવી સ્થિતિમાં જે સ્થિત હોય છે તેને જ ખબર પડે છે કે તે કેવી ચીજ છે!

~~~~
~~~~

# પરમ સેવા

એક છે સેવા અને બીજી છે પરમ સેવા. બીજાઓના ભલા માટે ભોજન-પાથરણું આપવું, શરીરને આરામ આપવો, સાંસારિક સુખ માટે તન-મન-ધન અર્પણ કરવું એ સેવા છે; જ્યારે પરમ સેવા એ છે કે પોતાનું તન-મન-ધન અર્પણ કરીને બીજાનું કલ્યાણ કરી દેવું. કોઈને આજીવિકા આપવી એ લૌકિક સેવા છે; જ્યારે પારમાર્થિક સેવા એ છે કે જેઓ પરમાત્માને પ્રાપ્ત કરવામાં પ્રવૃત્ત છે તેમને હરેક પ્રકારની વસ્તુ આપવી, તેમને પરમાત્માની નજીક પહોંચવામાં મદદ કરવી. કોઈ મરણપથારીએ છે, તેની ઈચ્છા છે કે કોઈ ગીતા સંભળાવે; તમે તેની પાસે પહોંચી ગયા અને ગીતા સંભળાવી તો એ પરમ સેવા છે. પરમ સેવા એ છે કે જે પછી તેને સેવાની આવશ્યકતા રહેતી નથી. તમે લાખો લોકોની સેવા કરી – રૂપિયા-ઔષધ આપ્યાં, ભોજન આપ્યું વગેરે; અને બીજી તરફ તમે કોઈ પણ એક વ્યક્તિની પરમ સેવા કરી, તો તે અન્ય સેવાઓ કરતાં ચઢિયાતી છે. તે વ્યક્તિના અનેક જન્મોનો અંત કરી દીધો, અનંત જન્મો થવામાંથી તેને બચાવી લીધો. મૃત્યુનો સાગર સન્મુખ છે.

ગીતામાં ભગવાને ધર્મ બતાવ્યો છે –

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम्।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम्॥**

(શ્રીમદ્‌ભગ્વદગીતા - ૯/૨)

'આ વિજ્ઞાનસહિત જ્ઞાન એ તમામ વિદ્યાઓનો રાજા, તમામ રહસ્યોનો રાજા છે, અતિ ઉત્તમ, અતિ પવિત્ર છે, પ્રત્યક્ષ ફળ આપનાર, ધર્મયુક્ત સાધન કરવામાં અતિ સુગમ અને અવિનાશી છે.'

આ રીતે ભગવાન પ્રતિજ્ઞાપૂર્વક કહે છે. અર્જુનને સંદેહ થયો કે જો આવી

સુગમ અને પ્રત્યક્ષ ફળ આપનારી ધર્મયુક્ત આ વાત છે તો બધાં જ તેનું પાલન કેમ નથી કરતાં? તો ભગવાને કહ્યું –

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परन्तप।**
**अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૯/૩)

'હે પરંતપ (અર્જુન)! આ ઉપર્યુક્ત ધર્મમાં શ્રદ્ધા નહીં કરનારા પુરુષો મને પ્રાપ્ત કરતા નથી અને મૃત્યુરૂપી સંસારચક્રમાં ભટકતા રહે છે.'

જેમ પાણીનો સાગર છે તેમ મૃત્યુનો સાગર છે. સમુદ્રમાં પાણીના અનંત કણ છે, તેવી જ રીતે જ્યાં સુધી મોક્ષ ન થાય ત્યાં સુધી ભવિષ્યમાં થનારાં મૃત્યુ અસંખ્ય છે. તમારા થકી કોઈ એકનું કલ્યાણ થઈ ગયું તો એ પરમ સેવા છે. તેની તોલે કરોડોની આજીવન સેવા પણ આવી શકે નહીં. જ્યારે તમને પરમ સેવાનો મોકો મળે – મરનારો ઈચ્છે છે કે મારું ભવિષ્ય ન બગડે, તો સેવા અવશ્ય કરવી જોઈએ. તે જો શિવભક્ત હોય તો તેના ગળામાં રુદ્રાક્ષની માળા ધારણ કરાવો અને જો વિષ્ણુભક્ત હોય તો ભગવાન નારાયણનું નામ અને તેમના ગુણોનું કીર્તન સંભળાવો, તુલસી તથા ગંગાજળ આપો; એના અંતકાળે ભગવાનનું સ્મરણ કરાવો; તેની સામે ભગવાનની છબી મૂકો. આંખોની સામે ભગવાનનું સ્વરૂપ રહેશે અને નામનું કીર્તન થતું રહેશે તો તેની ભીતરમાં ભગવાનની સ્મૃતિ રહેશે. ભાગવત, રામાયણના ગ્રંથો મફત આપો અથવા ઓછી કિંમતે આપો. ભાગવત, રામાયણની કથા કહો - સંભળાવો અથવા સાંભળો. કોઈ પણ પ્રકારે તેનો પ્રચાર કરો. પૈસો, સમય, શક્તિ એવા કામમાં વાપરો કે જેથી જેઓ સ્વજન છે તેમને પણ તે આ પ્રચારકાર્યમાં જોતરે. તન-મન-ધન-જન – તમામને ભગવાનના કામમાં વાપરો. જે બીજાઓમાં ભગવાનનો પ્રચાર કરે છે તે ભગવાનનો પરમ ભક્ત છે. ભગવાન કહે છે – 'હે અર્જુન! તારા અને મારા આ સંવાદનો જે કોઈ વ્યક્તિ સંસારમાં પ્રચાર કરશે તેનાથી ઉત્તમ મારું પ્રિય કરનારો આ સંસારમાં કોઈ છે નહીં અને હશે પણ નહીં.'

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૬૯)

પરમ સેવા કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ. આમ કરવા માટે નરકમાં જવું પડે તોપણ તે સ્વીકારવું જોઈએ. તે નરક પણ તમારે માટે વૈકુંઠથી ઉત્તમ હશે. એક કથા આવે છે – કોઈ એક ભક્ત યમલોક પાસેથી જઈ રહ્યા હતા. તેમને સંભળાયું કે કેટલાક લોકો રડે છે અને ચીસો પાડે છે. તેમણે પાર્ષદોને પૂછ્યું કે વાત શી છે? પાર્ષદોએ કહ્યું – 'મહારાજ! આ યમલોક છે, અહીં જીવો નરક-યાતના ભોગવી રહ્યા છે.' 'વારું, વિમાન થોભાવો અને થોડુંક નજીક લઈ જાઓ.' નજીક પહોંચ્યા તો લોકોએ કહ્યું કે 'તમારા દર્શનથી અને તમે સ્પર્શ કરેલા વાયુથી અમને પ્રસન્નતા અને શાન્તિ થઈ રહી છે, યમનાં સઘળાં શસ્ત્રો બુઠ્ઠાં થઈ રહ્યાં છે, નરક-યાતના ઓછી થઈ ગઈ છે; તેથી તમને અમારી પ્રાર્થના છે કે તમે જેટલા વધુ રોકાઈ શકો તેટલા વધુ અહીં રોકાઈ જાઓ.' તેઓ ત્યાં જ રોકાઈ ગયા. પાર્ષદોએ કહ્યું – 'મહારાજ! ચાલો હવે.' જવાબ આપ્યો – 'અમે તો અહીં જ રોકાઈશું.' પાર્ષદોએ કહ્યું – 'તમારે તો વૈકુંઠલોકમાં જવાનું છે.' જવાબ આપ્યો કે 'ભગવાનને આ સંદેશો કહેજો કે આ લોકોને પણ ત્યાં સમાવવાની ગુંજાશ હોય તો અમે ત્યાં આવીશું, નહીંતર અમે અહીં જ રહીશું. જાઓ, તમે પૂછી આવો.' પાર્ષદ એ બાજુ ગયા અને આ બાજુ તેમણે ભગવાનનું કીર્તન કરાવવાનું આરંભ્યું, તો ભગવાન પ્રગટ થયા અને બધાનો ઉદ્ધાર કર્યો. આ જ રીતે તમને પણ તક છે. કોઈની પરમ સેવા કરવાની તક મળે તો તેને પરમ સૌભાગ્ય માનવું જોઈએ.

કબીર ભક્ત હતા અને તેમનો દીકરો પણ ભક્ત હતો. કબીર દીકરાને કહ્યા કરતા હતા કે મોટી સ્ત્રી માતા સમાન છે, નાની સ્ત્રી બહેન સમાન છે અને તેથી પણ નાની હોય તો તે પુત્રી સમાન છે. એક દિવસ કબીરે કહ્યું – 'બેટા, હવે તારી ઉંમર ૧૮ વર્ષની થઈ છે, તારાં લગ્ન કરીશું,' તો કમાલે કહ્યું – 'તમે મારાં લગ્ન માતા, બહેન કે દીકરી, કોની સાથે કરશો?' કહેવાયું પણ છે કે – 'आधा भक्त कबीर था, पूरा भक्त कमाल।'

રૈદાસ ભગવાનના ભક્ત હતા, જાતિએ ચમાર હતા. તેમની દીકરી પણ ભક્ત હતી. કોઈ એક માણસ ભગવાનનાં દર્શન કરવા રૈદાસના ઘરે આવ્યો. રૈદાસે પોતાની દીકરીને કહ્યું – 'બેટી! આ ભાઈને ગંગાજળ પિવડાવો, એને ભગવાનનાં દર્શન થઈ જશે.' જે પાણીમાં ચામડું રંગવામાં આવતું હતું તેમાંથી

લોટો ભરીને લઈ આવી. ચામડું રંગવાનું પાણી હોવાથી તેણે તે પીધું નહીં. પરંતુ બીજો ભક્ત કે જેને શ્રદ્ધા હતી તેણે તે પીધું અને તેને ભગવાનનાં દર્શન થઈ ગયાં. તે નાચવા અને ગાવા લાગ્યો. ભગવાનનાં સાક્ષાત્ દર્શન થઈ ગયાં. તેના વસ્ત્ર પર થોડુંક પાણી પડ્યું હતું, તે વસ્ત્રને નીચોવી નીચોવીને લોકો પાણી પીવા લાગ્યાં. જેમણે પીધું તેમને ભગવાનનાં દર્શન થઈ ગયાં. ત્યારબાદ પેલા ભક્તને પોતાની ભૂલ સમજાઈ અને તે એ જ પ્રાર્થના સાથે રૈદાસજી પાસે ફરીથી ગયો, તો રૈદાસે કહ્યું – 'वह पानी मुलतान गया अब फेर नहीं आवना।' દીકરી તો સાસરે ગઈ. દીકરીનું સાસરું મુલતાનમાં હતું.

આ મનુષ્યશરીર આપણને ભારતભૂમિ, આર્યાવર્ત, એમાં પણ ઉત્તરાખંડ, ભગવતી ગંગાનો કિનારો, તેની રેતીનું આસન, ગંગાજળનું પાન અને ગંગાસ્નાન – આ બધા માટે મળ્યું છે. આનાથી ઉત્તમ, પવિત્ર અને એકાંત સ્થાન અન્ય કોઈ નથી. આવો મોકો પોતાના ઘરમાં બેઠાં મળતો નથી. વડની છાયાની તોલે કોઈ છાયા ન આવે કે જે શિયાળામાં ગરમ અને ઉનાળામાં ઠંડી રહે છે – એનાથી ઉત્તમ કોઈ છાયા નથી. વૈદિક સનાતન ધર્મ સૌથી પ્રાચીન છે. જ્યારે ઉત્તમ દેશ, સમય અને જાતિ મળ્યાં છે ત્યારે આવો મોકો પામીને પણ જો પોતાનું કલ્યાણ નહીં સાધીએ તો... તુલસીદાસજી કહે છે –

**जो न तरै भव सागर नर समाज अस पाइ।**
**सो कृत निंदक मंदमति आत्माहन गति जाइ॥**
**सो परत्र दुख पावइ सिर धुनि धुनि पछिताइ।**
**कालहि कर्महि इस्वरहि मिथ्या दोस लगाइ॥**

એક વિજ્ઞાનાનંદઘન બ્રહ્મના સિવાય કોઈ નથી. શરીર અને સંસારનો અત્યંત અભાવ કરી દેવામાં આવે, જાણે એ છે જ નહીં; અને તે વિજ્ઞાનાનંદઘન બ્રહ્મમાં તન્મય થઈ જવાય તો, તો પછી આનંદ જ આનંદ છે. પૂર્ણાનંદ, અપાર આનંદ – આ પ્રકારનું ધ્યાન નિર્ગુણ-નિરાકાર બ્રહ્મનું ધ્યાન છે. ધ્યાનકાળમાં જે બ્રહ્મસ્વરૂપ છે તેનાથી વિલક્ષણ પ્રાપ્તિવાળું ભગવત્સ્વરૂપ છે.

**॥ हरिः ॐ तत्सत् ॥**

~~~~
~~~~

# અવતારનું રહસ્ય

આજે રામનવમી છે, ભગવાન રામની જન્મતિથિ છે. આજે અયોધ્યામાં જ નહીં, આખાયે ભારતવર્ષમાં ભગવાનના જન્મનો ઉત્સવ છે. ભગવાનના જન્મોત્સવને 'રામનવમી' કહે છે. ઘણાબધા વ્યાવસાયિકો રામનવમીને શુભ સમજીને નવાં રોજમેળ-ખાતાવહી શરૂ કરે છે. બધા દેશોમાં રિવાજ મુજબ ઉત્સવ ઊજવવામાં આવે છે, ઊજવવો પણ જોઈએ, કારણ કે અવતારનો દિવસ છે. ભગવાનનો અવતાર સંસારના કલ્યાણ માટે થાય છે. કોઈએ પૂછ્યું – 'ભગવાન અવતાર શા માટે લે છે? તેઓ તો નિર્ગુણ-નિરાકાર છે, તો પછી આ પરિશ્રમ શા માટે કરે છે?' તુલસીદાસજી કહે છે –

**राम भगत हित नर तनु धारी। सहि संकट किये साधु सुखारी॥**

આટલું કષ્ટ સહેવું નથી પડતું. તેઓ તો નિરાકારરૂપે જ બધું કરી શકતા હતા. બરાબર છે, એમણે ફક્ત સજ્જનોનો ઉદ્ધાર જ કરવાનો નથી –

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।**
**धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૮)

'સજ્જનોનો ઉદ્ધાર કરવા માટે, પાપકર્મ કરનારાઓનો વિનાશ કરવા માટે અને ધર્મની સારી રીતે સ્થાપના કરવા માટે હું યુગે યુગે પ્રગટ થતો રહું છું.'

**निसिचर हीन करउँ महि भुज उठाइ पन कीन्ह।**
**सकल मुनिन्ह के आश्रमन्हि जाइ जाइ सुख दीन्ह॥**

ભગવાને જોયું કે ઋષિઓનું માંસ ખાઈ ખાઈને રાક્ષસોએ હાડકાંનો જંગ ખડકી દીધો છે; તેથી પ્રતિજ્ઞા કરી કે હું રાક્ષસોનો સમૂળો સંહાર કરી

દઈશ. એટલે જ તો તેમના રાજ્યને રામરાજ્ય કહેવામાં આવે છે. રામરાજ્યનો એવો મહિમા છે કે આજે પણ કોઈ પ્રદેશનું રાજ્ય સારું હોય તો ત્યાંના રાજ્યને રામરાજ્ય કહે છે.

ભગવાને શબરી, વિભીષણ વગેરેને ઉપદેશ આપીને ધર્મ સમજાવ્યો અને પોતે પણ આચરણ કરી બતાવ્યું.

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૩/૨૧)

'શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે, અન્ય મનુષ્યો પણ તેવું જ આચરણ કરે છે. તે જે કંઈ પ્રમાણ કરી દે છે, સમસ્ત મનુષ્યસમુદાય તેને અનુસાર વર્તન કરે છે.'

રામે ઉપદેશ અને આચરણ બંનેથી એવું કામ કર્યું. યુગે યુગે અવતાર લઈને ભગવાન સજ્જનોનો ઉદ્ધાર, દુષ્ટોનો સંહાર અને ધર્મની સ્થાપના કરે છે.

**પ્રશ્ન :** ભગવાન જો સંકલ્પથી જ બધું કરી શકે છે તો પછી અવતાર લેવાની શી જરૂર છે?

**ઉત્તર :** એ તો ભગવાનની મરજીની વાત છે. એ વાતની શ્રદ્ધા રાખવી પડે કે તેઓ જે કરે છે સારું જ કરે છે. અમે તેમના ભાવ, રહસ્યને એક શતાંશ (એક ટકા જેટલું) પણ જાણતા નથી તો કહીએ શું? કેટલાક કહે પણ છે તો તેઓ યોગ્ય કહે છે કે કેમ તેની પણ ખબર નથી. ભગવાન અવતાર લે છે, તેમનાં ચરિત્ર ગાઈ ગાઈને લાખો-કરોડો મનુષ્યોનો ઉદ્ધાર થાય છે અને આગળ ઉપર પણ થતો રહેશે. અવતાર ન થયા હોત તો આવી સુવિધા ન મળત. લોકોના કલ્યાણ માટે આ સીધો માર્ગ છે.

રામની તો વાત જ શી કરવી? રામચરિત લખનારાઓ પણ ધન્ય છે. આજે તુલસીદાસજી તો હયાત નથી, પરંતુ વિનયપત્રિકા વગેરેમાંનાં ભગવાનનાં ચરિત્રોનું આપણા ઉપર કેટલું મોટું ઋણ છે! વાલ્મીકિ ઋષિને સ્વયં બ્રહ્માજીએ

પ્રેરણા કરી કે તમે રામાયણની રચના કરો. આપણા ઉપર તેમનો કેટલો ઉપકાર છે! ઘણાબધા કવિઓએ રામચરિત્ર રચવાનો પરિશ્રમ ઉઠાવ્યો છે. રામાયણથી લાખો-કરોડોનો ઉદ્ધાર થાય છે કે જેની કોઈ ગણતરી નથી. સંસારમાં જ્યાં સુધી સૂર્ય-ચંદ્ર રહેશે ત્યાં સુધી લોકોનો ઉદ્ધાર થતો રહેશે. બાળકો, સ્ત્રીઓ, મંદબુદ્ધિવાળા લોકોનો ઉદ્ધાર કેમ થાત, જો ભગવાન અવતાર ન લેત? અવ્યક્ત, નિરાકાર સ્વરૂપને એ લોકો કેવી રીતે સમજી શકત?

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૨/૫)

અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળાને અવ્યક્ત ગતિ મુશ્કેલીથી પ્રાપ્ત થાય છે, પરંતુ જેમનું ચિત્ત ભગવાનમાં આસક્ત છે તેમનો ઉદ્ધાર સ્વયં ભગવાન કરી દે છે – આ સુવિધા છે. એમની જવાબદારી ભગવાનની છે; જ્યારે અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળાઓ માટે કોઈ જવાબદારી નથી.

તુલસીદાસજીએ રામચરિતમાનસમાં કહ્યું છે –

**ग्यान पंथ कृपान कै धारा। परत खगेस होइ नहिं बारा॥**

ભક્તિમાં જોખમનું કામ નથી, આ વાત વેદ, ઉપનિષદ, રામાયણ, ગીતા વગેરે તમામ ગ્રથોમાં સ્પષ્ટ કહેવાઈ છે. કઠોપનિષદમાં બતાવ્યું છે –

**क्षुरस्य धारा निशिता दुरत्यया।**

જ્ઞાની મહાત્મા જ્ઞાનને છરાની ધાર સમાન બતાવે છે. પરમાત્માના તત્ત્વનું જ્ઞાન અને પરમાત્માની પ્રાપ્તિ બંને માર્ગે થઈ શકે છે. ફળમાં ભેદ નથી; પણ સગુણનાં દર્શન તો ભક્તિથી જ થાય છે. અર્જુને ભગવાનને પ્રશ્ન કર્યો –

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૨/૧)

'જે અનન્યપ્રેમી ભક્તજનો પૂર્વોક્ત પ્રકારે નિરંતર આપના ભજન-ધ્યાનમાં યુક્ત રહીને આપને, સગુણરૂપ પરમેશ્વરને ભજે છે અને જે ભક્તો

કેવળ અવિનાશી સચ્ચિદાનંદઘન નિરાકાર બ્રહ્મને જ અતિશ્રેષ્ઠ ભાવથી ભજે છે – તે બંને પ્રકારના ઉપાસકોમાં અતિ ઉત્તમ યોગવિદ કોણ છે?'

ભગવાન ઉત્તર આપે છે –

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः॥**
**संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः।**
**ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૨/૨, ૪)

'મારામાં મન એકાગ્ર કરીને મારા ભજન-ધ્યાનમાં યુક્ત રહે ને જે ભક્તજનો અતિશય શ્રેષ્ઠ શ્રદ્ધાથી યુક્ત થઈને મને, સગુણરૂપ પરમેશ્વરને ભજે છે તેઓને હું યોગીઓમાં અતિ-ઉત્તમ યોગી માનું છું.'

'પરંતુ જે મનુષ્યો ઇન્દ્રિયોના સમુદાયને સમ્યક્ રીતે વશમાં કરીને, મન-બુદ્ધિથી પર સર્વવ્યાપી, અવર્ણનીય સ્વરૂપ અને સદા એકરસ રહેનારા, નિત્ય, અચલ, નિરાકાર, અવિનાશી સચ્ચિદાનંદઘન બ્રહ્મને નિરંતર અદ્વૈત ભાવથી ધ્યાન કરતા રહીને ભજે છે તેવા અને સમસ્ત પ્રાણીઓના હિતમાં રત રહેતા અને તમામમાં સમાન ભાવવાળા યોગીઓ મને પ્રાપ્ત કરી જ લે છે.'

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૧/૫૪)

'પરંતુ હે પરંતપ અર્જુન! અનન્ય ભક્તિ દ્વારા આ પ્રકારે ચતુર્ભુજ રૂપવાળો હું પ્રત્યક્ષ દર્શન માટે, તત્ત્વતઃ જ્ઞાન માટે તથા પ્રવેશ માટે અર્થાત્ અદ્વૈત ભાવે પ્રાપ્ત થવાને શક્ય છું.'

ફળમાં ભેદ નથી, તો પછી શ્રેષ્ઠતા શામાં છે? અહીં ફળમાં વિશેષતા છે. મુક્તિ થવી અને પરમાત્માની પ્રાપ્તિ થવી એ બંનેમાં થાય છે, પરંતુ દર્શન તો ભક્તિમાં જ થાય છે, તેથી અવતારની આવશ્યકતા છે. આજે આપણા માટે ઘણો શુભ દિવસ છે. આજે ભગવાનનું કીર્તન, ધ્યાન,

સ્વરૂપપૂજા, ઉત્સવ, જપ વિશેષરૂપે કરવાં જોઈએ. આજે પરમાત્માના ધ્યાનમાં મસ્ત થઈને ઉપાસના કરવામાં આવે તો એક જ દિવસમાં પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે, પરંતુ ભરતજીની જેમ ઉત્સાહ હોવો જોઈએ.

એમની અવધિનો આધાર એક જ દિવસ હતો. ભરતજી ભગવાનના વિયોગને સહી શકતા ન હતા, તેથી ભગવાને બાધ્ય થઈને આવવું પડ્યું. ભાવ હોવો જોઈએ. કલિયુગમાં તો ઘણી છૂટ છે. ભરતજીના ભાવનો એક શતાંશ પણ ભાવ હોય તોપણ કલ્યાણ થાય છે –

**कलिजुग सम जुग आन नहिं जौं नर कर बिस्वास।**
**गाइ राम गुन गन बिमल भव तर बिनहिं प्रयास॥**

ભગવાને અવતાર લેવામાં પરિશ્રમ લેવો પડે છે, પરંતુ ભગવાનના ગુણ ગાનારાઓને શો પરિશ્રમ પડે! આપણા બધાં પર ઈશ્વરની મોટી દયા છે કે આપણો જન્મ કલિયુગમાં થયો છે. ચીજ મોંઘી હોય તો દામ વધુ ચૂકવવા પડે છે એવા આજના યુગમાં ગ્રાહક નહીં પણ ભગવાન સસ્તા છે અર્થાત્ અતિસુલભ છે. આવો મોકો આપણને મળ્યો છે તો તેનો લાભ લેવાનું ચૂકવું નહીં જોઈએ. ભરતજીના ભાવનો એક શતાંશ પણ ભાવ થઈ જાય તો એક દિવસમાં કામ બની શકે છે. ભરતજી કરતાં પણ ચઢિયાતો ભાવ થઈ શકે છે. ભગવાન અત્યંત ઉચ્ચ કોટિના પ્રેમી છે. આવા પ્રેમીથી પ્રેમ ન થાય એવી વાત હોવી જ ન જોઈએ. પ્રયત્ન કરવો જોઈએ. ભગવાનને મળવાની ઇચ્છા એ જ પ્રયત્ન છે. રુક્મિણીની ઇચ્છા હતી કે શિશુપાલ સાથે લગ્ન ન થાય, જો ભગવાન નહીં આવે તો પ્રાણત્યાગ કરી લઈશ. શબરીનો પણ આ જ ભાવ હતો. એક કથા મંગલનાથજી મહારાજ પાસેથી સાંભળેલી છે –

ભગવાન રામચંદ્ર વનમાં ઋષિઓના આશ્રમે જઈ પહોંચ્યા. ઋષિઓએ ભગવાનની આગતાસ્વાગતા કરી તથા ત્યાં નિવાસ કરવાને આગ્રહ કર્યો. મહારાજે પૂછ્યું, 'શબરીનો આશ્રમ ક્યાં છે?' ઋષિજનો ભગવાનને રોકવાની ઘણી કોશિશ કરે છે. ભગવાન કહે છે – 'મને શબરીની ઝૂંપડી બતાવો.' છેવટે બધા ઋષિઓએ ભગવાનને ઘેરી લીધા અને કહ્યું – 'મહારાજ, અમે તો આપને

જવા નહીં જ દઈએ.' શબરીનો નિષ્કામ ભાવ હતો. ભગવાન ઋષિઓનો ભાવ જાણી ગયા, તો પૂછ્યું – 'તમે લોકો શું ઇચ્છો છો?' ભગવાનને જે નિષ્કામ પ્રેમ કરે છે તેના માટે ભગવાન વેચાઈ જાય છે. તેમની ઘોષણા છે –

**बेचे तो बिक जाऊँ नरसी म्हारो सिर धणी।**

શબરીનો આવો જ પ્રેમ હતો. ઋષિઓએ ભગવાનને કહ્યું – 'મહારાજ! ઋષિના શાપના કારણે અહીંના સરોવરનું પાણી લોહી જેવું લાલ થઈ ગયું છે. પાણી વિના અમને ઘણું કષ્ટ પડે છે; સંધ્યા-તર્પણ-સ્નાન અમે કરી શકતા નથી. આપ આ પાણીને શુદ્ધ બનાવી દો.' ભગવાને પૂછ્યું – 'શું કરવાથી પાણી શુદ્ધ બની શકે?' ઋષિઓએ કહ્યું – 'આપ તેમાં સ્પર્શ, સ્નાન, પાન કરો તો તે શુદ્ધ થઈ જશે.' ભગવાને કહ્યું – 'મને તો વિશ્વાસ નથી કે હું એમ કરું તો પાણી શુદ્ધ થઈ જાય.' ભગવાને પાણીને સ્પર્શ કર્યો, આચમન કર્યું, સ્નાન કર્યું, પરંતુ પાણી શુદ્ધ ન થયું. ભગવાને કહ્યું – 'હું તો કહેતો જ હતો કે પાણી શુદ્ધ નહીં થાય.' ઋષિજનો ચૂપ થઈ ગયા. પછી તેમણે કહ્યું – 'ભગવાન! કોઈ ઉપાય હોય તો બતાવો.' ભગવાને કહ્યું – 'ઉપાય તો છે, પણ ઘણો અઘરો છે, તમે લોકો નહીં કરી શકો.' ઋષિઓએ કહ્યું – 'કરીશું.' ત્યારે મહારાજે કહ્યું – 'શબરી ભીલડીને બોલાવી લાવો. તે આ પાણીમાં સ્નાન કરે તો પાણી શુદ્ધ થઈ જશે.' બધો ઋષિજનો એક-બીજા તરફ જોવા લાગ્યા, ત્યારે મહારાજે કહ્યું – 'હું તો કહેતો જ હતો કે તમે લોકો આ ઉપાય નહીં કરી શકો.' ત્યારે એક ઋષિ બોલ્યા – 'હવે જ્યારે ઉપાય બતાવ્યો છે તો તે કરવો જ જોઈએ.' એક ઋષિ શબરીને બોલાવવા ગયા. શબરીએ ઋષિને પોતાની ઝૂંપડી તરફ આવતા જોયા તો તે ડરી ગઈ અને જંગલ તરફ દોડી. રોકાઈ જવાનું ઋષિએ ઘણું કહેવા છતાંય તે ન રોકાઈ ત્યારે છેવટે ઋષિએ કહ્યું – 'શબરી! રામ આવ્યા છે, તેઓ તને બોલાવે છે.' શબરી રોકાઈ ગઈ અને નિશ્ચય કર્યો કે હવે શરીરના ટુકડે ટુકડા કોઈ કરી દે તોપણ પરવા નથી. ઋષિની સાથે તે ઋષિઓના આશ્રમે આવી અને મહારાજના ચરણોમાં ઢળી પડી. મહારાજે આજ્ઞા આપી – 'શબરી! તું આ સરોવરમાં જલપાન, આચમન, સ્નાન કર.' શબરી ઋષિઓ તરફ જુએ છે.

ઋષિઓએ કહ્યું – 'શબરી! મહારાજની આજ્ઞા છે, તું સ્નાન-પાન કરી લે. અમે તને નહીં મારીએ.' શબરીએ જેવો પાણીને સ્પર્શ કર્યો કે તરત જ પાણી શુદ્ધ થઈ ગયું. ત્યારે મહારાજે ઋષિજનોને કહ્યું – 'જુઓ, મેં બરાબર જ કહ્યું હતું ને!' ઋષિઓ બોલ્યા – 'મહારાજ! આપ જે કરો છો તે બરાબર જ કરો છો.'

ભરતજીના ભાવની છાયા પણ થઈ જાય તો આપણું કલ્યાણ થઈ શકે છે. કલિયુગમાં ભગવાનના નામ-ગુણોનું કીર્તન કરવાથી કલ્યાણ થઈ જાય છે. ભગવાન તો છે જ એવા કે એમને મળવાની ઉત્કટ ઇચ્છા થાય જ. ભરતજીના ભાવની નકલ અથવા આભાસ પણ થઈ જાય તો, કલિયુગમાં કલ્યાણ થઈ જાય છે. કેવો ભાવ છે! ભરતજીએ જાણ્યું કે ભગવાનના આવવામાં એક જ દિવસ બાકી છે. ભરતજીએ માર્ગમાં વ્યવસ્થા કરી રાખી હતી, પરંતુ માર્ગ પરથી કોઈ ખબર મળી નહીં કે ભગવાન આવી રહ્યા છે. ભરતજીને ભરોસો હતો કે ભગવાન એક ક્ષણમાં પણ આવી શકે છે. તેઓ કહે છે –

**रहेउ एक दिन अवधि अधारा। समुझत मन दुख भयउ अपारा।**
**कारन कवन नाथ नहिं आयउ। जानि कुटिल किधौं मोहि बिसरायउ॥**

ભરતજી મહારાજનો કેવો ભાવ છે! આપણને તો ભરતજીનાં દર્શન પણ થઈ જાય તો આપણે કૃતાર્થ થઈ જઈએ. ભગવાનના ભક્તોનાં દર્શન થવાથી બેડો પાર થઈ જાય છે.

ભરતજીના મનમાં એવો ભાવ આવ્યો કે ભગવાન કેમ નહીં આવ્યા? અમારા સ્વામી-માલિક કેમ નથી આવી પહોંચ્યા? કારણ ખોળવા લાગ્યા કે ભગવાનના નહીં આવવા પાછળ મારી કુટિલતા, કપટ સિવાય અન્ય કયું કારણ હોઈ શકે? તેમને આવતાં કોણ રોકી શકે? ભરતજી જાણતા હતા કે ભગવાન અત્યંત સુહૃદ્ છે, કોમળ છે, ક્ષમાશીલ છે; તો પછી ભગવાન કેમ નહીં આવ્યા? મને કુટિલ જાણીને વિસારે પાડ્યો છે, અન્યથા તેમને માટે કઈ મોટી વાત હતી કે ન આવે? તેઓ લક્ષ્મણજીના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા –

**अहह धन्य लछिमन बड़भागी। राम पदारबिंदु अनुरागी॥**

"ભૈયા લક્ષ્મણ! તમે ધન્ય છો! તમારું અહોભાગ્ય છે, તમારો જન્મ સફળ

છે. તમે મહાભાગ્યશાળી છો કે રામના ચરણોમાં તમારો અનુરાગ છે; અને તેથી જ ભગવાન તમને પોતાની સાથે લઈ ગયા. મારો પણ તેમનામાં પ્રેમ હોત તો રાજ્યશાસનની વ્યવસ્થા કરીને મને પણ પોતાની સાથે લઈ ગયા હોત –

**कपटी कुटिल मोहि प्रभु चीन्हा। तातें नाथ संग नहिं लीन्हा॥**

ભગવાન મને, હું જેવો છું તેવો ઓળખી ગયા, મને નીચ અને કપટી જાણી લીધો, આ જ કારણ છે કે જેથી મને સાથે ન લઈ ગયા. ભૈયા! તમારો પ્રેમ પ્રશંસનીય છે. મારો જેવો બહારનો આગ્રહ હતો તેવો જ ભીતરનો હોત તો મને ભગવાન સાથે લઈ ગયા હોત. ભૈયા! તમારામાં પ્રેમ-અનુરાગ છે, તેથી તમને સાથે લઈ ગયા. પ્રભુની આગળ કુટિલતા-ચતુરાઈ ચાલતી નથી. આનું જ પરિણામ હું જોઉં છું કે ભગવાન હજી સુધી આવ્યા નહીં.

**जौं करनी समुझै प्रभु मोरी। नहिं निस्तार कलप सत कोरी॥**

હે નાથ! જો આપ મારી કરણીનો ખ્યાલ કરો છો તો સો કરોડ કલ્પ સુધી પણ મારો ઉદ્ધાર થવાનો નથી. હું મોસાળ ગયો, તો લક્ષ્મણજી આપની સાથે રહ્યા, આપ જનકપુર ગયા ત્યારે પણ લક્ષ્મણજી સાથે રહ્યા અને જ્યારે આપ વનમાં ગયા ત્યારે ત્યાં પણ લક્ષ્મણજી આપની સાથે રહ્યા. મારો પણ પ્રેમ હોત તો હું પણ આપની સાથે જ રહ્યો હોત. વાસ્તવમાં હું આપનો ભક્ત હોત તો આપ મને સાથે લઈ જ જાત. હવે એક જ દિવસ તો બાકી રહ્યો છે – હે પ્રભુ! આપ આપની ટેક તરફ જ જુઓ –

**जन अवगुन प्रभु मान न काऊ। दीन बंधु अति मृदुल सुभाऊ॥**

પ્રભુ પોતાના સેવકના અવગુણો તરફ લક્ષ આપતા નથી, કોઈના પણ અવગુણોનો ખ્યાલ કરતા નથી; તો પછી મારા અવગુણોનો પણ ખ્યાલ નહીં કરે. હું તો આપનો ભાઈ છું, 'કોઈક'માં તો હું છું જ. આપ દીનબંધુ છો, હું દીન-અનાથ છું. આપની સાથે ભાઈનો સંબંધ છે, સેવકનો સંબંધ છે. વળી, આપનો સ્વભાવ પણ ઘણો કોમળ છે. આપ મારો ત્યાગ નહીં જ કરો -

**मोरे जियँ भरोस दृढ सोइ। मिलिहहिं राम सगुन सुभ होइ॥**

મારા મનમાં આપની ટેક તરફ જોતાં દૃઢ વિશ્વાસ છે; વિશ્વાસ જ માત્ર

નહીં, શુકન પણ સારા થઈ રહ્યા છે જે એ વાત બતાવે છે કે ભાઈ કે મિત્ર સાથે મુલાકાત થશે.''

ભગવાન જરૂર આવી મળશે, એવો વિશ્વાસ છે. જો ન જ મળ્યા તો?

**बीतें अवधि रहहिं जौं प्राना। अधम कवन जग मोहि समाना॥**

''મુદત વીતી જવા છતાં પણ જો મારા પ્રાણ રહેશે તો સમજવું રહ્યું કે સંસારમાં મારા જેવો કોઈ પાપી નથી. કાલે ભગવાન જો નહીં આવી પહોંચે તો મારા પ્રાણ રહેવાના નથી.''

ભરતજીએ વિચાર્યું કે હજી સુધી મહારાજના સમાચાર જ મળ્યા નથી, તો તેમના પ્રાણ તરફડવા લાગ્યા, પાણીના વિરહમાં વ્યાકુળ થઈને માછલીના પ્રાણ તરફડે છે તેમ.

**राम बिरह सागर महँ भरत मगन मन होत।**
**बिप्र रूप धरि पवनसुत आइ गयउ जनु पोत॥**

રામના વિરહરૂપી સાગરમાં ભરતજીનું મન નિમગ્ન થવામાં જ હતું કે તરત નૌકારૂપી હનુમાનજી બ્રાહ્મણનો વેશ ધારણ કરીને આવી પહોંચ્યા. ભરતજી માટે તેઓ જ નૌકારૂપ બન્યા. સાગરની જેમ અહીં ભરતજીની વિરહવેદનાની કોઈ સીમા ન હતી. ભરતજીનું મન તેમાં ડૂબવા જ માગતું હતું, એવી સ્થિતિમાં હનુમાનજી આવી પહોંચે છે. હનુમાનજી શું જુએ છે? –

**राम राम रघुपति जपत स्त्रवत नयन जलजात॥**

હનુમાનજી આ જોઈને ઘણા પ્રસન્ન થયા. તેઓ વિચારવા લાગ્યા કે હું રામના મુખેથી જેવી પ્રશંસા સાંભળતો હતો તેવું જ જોઈ રહ્યો છું. હનુમાનજીએ માન્યું હતું કે મારા જેવો ભગવાનનો ભક્ત કોઈ નહીં હોય. અને તેથી ભગવાન હનુમાનજીને જ ભરતની પાસે મોકલે છે. આ રહસ્ય છે, જેમાં બહારની વાત અલગ છે અને ભીતરની વાત અલગ છે. ભગવાનને હનુમાનજીને એ બતાવવું હતું કે દુનિયામાં તમારાથી પણ ચઢિયાતા ભક્તો છે. ભગવાનની નીતિ છે – નિશ્ચયભાવ છે કે જેનામાં અભિમાન આવી જાય તેને તેઓ શિક્ષા કરે છે.

એક સાંભળેલી વાર્તા છે, શાસ્ત્રોમાં વાંચેલી નથી : એક વખત અર્જુનના

મનમાં એવો ભાવ ઉદ્ભવ્યો કે મારા જેવો અન્ય કોઈ ભક્ત આ સંસારમાં નથી. ભગવાને વિચાર્યું કે ભક્તનું અભિમાન દૂર કરવું જોઈએ. ભગવાન ટહેલવા માટે અર્જુનની સાથે વનમાં ગયા. ભગવાને વનમાં અર્જુનને પૂછ્યું – 'અર્જુન! તું મને ખૂબ જ વહાલો છે.' અર્જુને જવાબ આપ્યો – 'પ્રભુ! હું પણ એમ જ સમજું છું કે મારાથી ચઢિયાતો તમારો ભક્ત ભાગ્યે જ કોઈ હશે.' મનની વાત જાહેર થઈ ગઈ. ભગવાને કહ્યું – 'ભક્તોનો કોઈ તોટો નથી.' અર્જુને કહ્યું – 'તો બતાવો.'

હવે ભગવાને ગુરુનું અને અર્જુને શિષ્યનું રૂપ ધારણ કર્યું. નવ હાથનો એક સિંહ પકડી પાડ્યો અને રાજા મયૂરધ્વજના રાજ્યમાં ગયા. દ્વારપાળ મારફતે રાજાને ખબર પહોંચાડી. રાજાએ ઘણો સત્કાર કર્યો; ભોજન લેવાનું કહ્યું. ભગવાને જવાબ આપ્યો – 'હે રાજન્! અમારો નિયમ છે, અમારી સાથે આ જે પશુ છે તેને ભોજન કરાવ્યા પછી જ અમે ભોજન કરીશું. એને ભોજન આપો. એ માણસનું માંસ ખાય છે. તમને જે સૌથી વધુ પ્રિય હોય તે એને ભોજન માટે આપો. તમારો પુત્ર રત્નકુંવર છે, તેને તમે પતિ-પત્ની બંને જણ પોતાના હાથે પ્રસન્નતાપૂર્વક ચીરીને આપો.' રાજાએ કહ્યું – 'મહારાજ! મારી તો પ્રસન્નતા છે, પણ રાણીને અને પુત્રને પણ પૂછવું પડે. તમે થોડીક રાહ જુઓ.' રાજાએ રાણી પાસે જઈને પૂછ્યું. દીકરો પણ પાસે જ હતો. તો દીકરાએ જવાબ આપ્યો – 'આ સાક્ષાત્ ભગવાન છે. આવો મોકો ચૂકશો નહીં.' રાણીએ પણ એ જ વાત કહી. પછી રાજાએ ભગવાન પાસે આવીને કહ્યું – 'મહારાજ! આપની વાત સ્વીકાર્ય છે.' રાજા અને રાણીએ પુત્રના મસ્તક પર કરવત મૂકી અને અડધે અડધું શરીર કપાતું જાય એ રીતે ચીરવા લાગ્યાં. કરવત ચાલતી વેળા દીકરાનું મુખ ખીલવા લાગ્યું અને જ્યાં લોહી નીકળવું જોઈએ ત્યાં દૂધ નીકળવા લાગ્યું. ઘણી પ્રસન્નતા છે. રાણી, રાજા અને દીકરો - ત્રણેય હસી રહ્યાં છે. દીકરાને ચીરી નાખ્યો. ભગવાને કહ્યું – 'અમારા આ પશુને હમણાં અડધું શરીર જ આપો, બાકીનું અડધું એ પછી આરોગશે.' મહારાજે આજ્ઞા આપી – 'હવે તમે પાણી ભરી મૂકો, ચોકો કરો અને રસોઈ બનાવો.' રાજાએ કહ્યું – 'બહુ સારું.' રસોઈ તૈયાર થઈ. ભોજન માટે ભગવાન અને અર્જુન આવ્યા. સાધુના વેશમાં તો હતા જ. રાણીની આંખોમાં આંસુ

આવી ગયાં, તો ભગવાને કહ્યું – 'અમે ભોજન નહીં કરીએ. રાણી રડે છે.' રાજાએ જવાબ આપ્યો – 'મહારાજ! રાણી પુત્રના શોકને કારણે નથી રડતી. તેને શોક એ વાતનો છે કે પુત્રનું અડધું શરીર તો ખપ લાગ્યું, પણ શેષ અડધા શરીરે કયો અપરાધ કર્યો છે કે ખપ ન લાગ્યું?' ત્યારે અર્જુન બોલ્યો – 'મહારાજ! હવે વધુ આકરી કસોટી ન કરો.' મહારાજે રાજાને આજ્ઞા આપી – 'તમે ચાર થાળીઓ પીરસો અને એક નાની થાળી તમારા દીકરા માટે પણ પીરસો.' થાળીઓ પીરસવામાં આવી. ત્યારે મહારાજે આજ્ઞા આપી – 'તમે દીકરાને સાદ પાડો.' રાજાએ સાદ દીધો તો દીકરો આવી ગયો. મહારાજે ભોજન કર્યું અને અંતે પોતાનું અસલ રૂપ પ્રગટ કર્યું. ભગવાને રાજાને વરદાન માગવા કહ્યું, તો રાજાએ માગ્યું – 'મહારાજ! મને તો કોઈ કામના નથી; પરંતુ મારી જે રીતે આપે આકરી કસોટી લીધી તેવી અન્ય કોઈની લેશો નહીં, કારણ કે કલિયુગ આવી રહ્યો છે, આવી સ્થિતિમાં આપને કોઈ ગણકારશે નહીં – કસોટીમાં કોઈ પાર ઊતરશે નહીં.' મહારાજે કહ્યું – 'ભલે.'

અર્જુન અને ભગવાન બંને વનમાં આવી ગયા. ભગવાને અર્જુનને પૂછ્યું – 'જોયો ને મારા ભક્તને?' ત્યારે અર્જુને કહ્યું – 'મહારાજ! આવી કસોટી મારી કરશો તો મારું પોલ ખૂલી જશે!'

હનુમાનજીએ ભરતજીની હાલત જોઈ અને કહ્યું – 'જેનું તમે ધ્યાન કરી રહ્યા છો તે રામ સીતા અને લક્ષ્મણ સાથે આવી રહ્યા છે.' આ સાંભળીને ભરતજી હોશમાં આવ્યા અને એકદમ પૂછવા લાગ્યા –

**को तुम्ह तात कहाँ ते आए। मोहि परम प्रिय बचन सुनाए॥**

'હે તાત! આપ કોણ છો અને ક્યાંથી આવ્યા છો? મને આપે અતિશય પ્રિય વચન કહ્યાં, આપે મારા પ્રાણની-શરીરની રક્ષા કરી અને પ્રાણદાન આપ્યું. એના બદલામાં હું આપને શું આપું?' હનુમાનજીએ કહ્યું –

**मारुत सुत मैं कपि हनुमाना। नामु मोर सुनु कृपानिधाना॥**
**दीनबंधु रघुपति कर किंकर। सुनत भरत भेंटेउ उठि सादर॥**

'હે કૃપાનિધાન! હું પવનપુત્ર હનુમાન છું, જાતિએ વાનર છું, હું રઘુનાથજીનો કિંકર-સેવક છું.' 'ભગવાનનો સેવક' એ શબ્દો સાંભળીને

ભરતજી ઊભા થઈ ગયા અને હનુમાનજીને ગળે લગાવ્યા. હૃદયમાં પ્રેમ અને આનંદ બેસુમાર ઊમટ્યો અને બોલ્યા –

**एहि संदेस सरिस जग माहीं। करि बिचार देखेउँ कछु नाहीं॥**
**नाहिन तात उरिन मैं तोही। अब प्रभु चरित सुनावहु मोही॥**

'હે હનુમાન! તમે જે સંદેશો આપ્યો, વધાઈ આપી એના બદલામાં પુરસ્કાર આપવા લાયક કોઈ વસ્તુ દુનિયામાં છે જ નહીં કે હું તમને આપી શકું.' કોઈ સોનું આપીને પારસમણિ ખરીદવા ઇચ્છે તો તે પારસનું મૂલ્ય નથી. 'હે તાત! હું તમારા ઋણમાંથી મુક્ત થઈ શકું તેમ નથી. હવે પ્રભુનું ચરિત્ર સંભળાવીને મને હજી પણ વધુ ઋણી બનાઓ.' હનુમાનજીએ અનુભવ્યું કે ભરતજી ગુણોના ભંડાર કેમ ન હોય? – રામચંદ્રજીના ભાઈ છે ને! હનુમાનજીને ગર્વ હતો તે તાવની જેમ ઊતરી ગયો. જેવી રીતે મયૂરધ્વજની ભક્તિ જોઈને અર્જુનનો ગર્વ ગળી ગયો હતો, તેવી જ રીતે અહીં હનુમાનજીનો ગર્વ છૂટી ગયો.

એક વખત લક્ષ્મણજીને પણ અભિમાન થઈ આવ્યું કે હું ભગવાનનો મોટો ભક્ત છું. ચાલતાં ચાલતાં મહારાજને કહ્યું – 'હું આપના નામ-રૂપનો વિયોગ સહન કરી શકતો નથી. પ્રભુ! પૂર્વજન્મમાં મેં એવાં કેવાં પુણ્ય કર્યાં હશે કે મને આપનો નિરંતર સંગ પ્રાપ્ત થયો; અને આપના નામનું વિસ્મરણ પણ મને અસહ્ય બની રહે છે?' અને પછી પૂછ્યું – 'શું મારાથી પણ ચઢિયાતો આપનો કોઈ ભક્ત છે ખરો?' ભગવાને કહ્યું – 'સંસારમાં કોઈ ચીજની ખોટ નથી.' ભગવાને લક્ષ્મણજીના અભિમાનને દૂર કરવા માટે તરત ઉપાય કર્યો, માતા પોતાના બાળકનું ગૂમડું તરત જ ચિરાવી દે છે તેમ.

મહારાજ આગળ વધી રહ્યા છે. સરોવર પાસે પહોંચ્યા ત્યાં એક બગલો જોયો. તે પોતાની ચાંચ જળ તરફ ફેરવે છે અને પછી ઉપર લઈ લે છે. લક્ષ્મણે જોયું કે આ બગલો તરસ્યો છે, પણ લાગે છે કે તેના ગળામાં કોઈ બીમારી છે. લક્ષ્મણે પૂછ્યું – 'મહારાજ! શું આ બીમાર છે?' મહારાજે કહ્યું – 'આ કોઈ બીમાર નથી, આ તો મારો ભક્ત છે.' લક્ષ્મણે પૂછ્યું – 'આ વળી ભક્ત કેવી રીતે?' ભગવાને કહ્યું – 'આ એક ક્ષણ માટે પણ મારા નામનું વિસ્મરણ નથી

કરી શકતો. પાણી પીતી વખતે મારા નામનું વિસ્મરણ થાય છે, તેથી પાણી પાસે ચાંચ લઈ તો જાય છે, પણ નામનું વિસ્મરણ થવાના ભયને લીધે ચાંચ ઉપર ઉઠાવી લે છે. આ ઘણા દિવસોથી તરસ્યો છે.' લક્ષ્મણે પૂછ્યું – 'તો, એનું કામ કેમ થશે?' મહારાજે કહ્યું – "કોઈ આને 'રામ રામ' સંભળાવતું રહે તો આ પાણી પી લેશે." લક્ષ્મણે 'રામ રામ' સંભળાવવાનું શરૂ કર્યું, તો બગલાએ પાણી પીવાનું શરૂ કર્યું. લક્ષ્મણ જ્યારે શ્વાસ લેવા લાગતા ત્યારે બગલો પણ પાણી પીવાનું છોડી દેતો હતો. લક્ષ્મણે કહ્યું – 'મહારાજ! શું આ આપનો આવો ભક્ત છે? મારું અભિમાન દૂર કરવા આ તો આપે લીલા કરી છે.'

એક વાર અર્જુનને એવું અભિમાન થયું કે જે કોઈ યાચક આવે છે તેની ઈચ્છાની હું પૂર્તિ કરી દઉં છું. શું આવું કોઈ કરી શકે? ભગવાને વિચાર્યું કે એનું આ અભિમાન દૂર કરવું જોઈએ. એક દિવસ બંને વનમાં ગયા. ત્યાં ભયંકર આંધી ચડી આવી, અંધકાર છવાઈ ગયો, ઠંડો પવન ફૂંકાવા લાગ્યો, કરા પડવા લાગ્યા, પાણી વરસવા લાગ્યું. રાત પડી ગઈ. ભૂખ, તરસ, ઠંડી – આ બધાં પીડવા લાગ્યાં. ઘણી મુશ્કેલ પરિસ્થિતિ થઈ ગઈ. જે વૃક્ષની નીચે તેઓ ઊભા હતા તે વૃક્ષ ઉપર બે કબૂતર હતાં. તેમણે જોયું કે અમારે ત્યાં અતિથિ આવ્યા છે. તેમનો સત્કાર કરવા તેમણે પોતાનો માળો તે બંને અતિથિઓ પર નાખ્યો. અર્જુને ભગવાનને પૂછ્યું – 'મહારાજ! આ શી વાત છે?' ભગવાને કહ્યું – 'અહીં કબૂતર રહે છે, તેમણે અતિથિસત્કાર માટે પોતાનો માળો આપણા ઉપર નાખ્યો છે.' એટલામાં કબૂતર ઊડીને ક્યાંકથી આગ લઈ આવ્યો અને તે માળા ઉપર નાખી. માળો સળગવા લાગ્યો, તો કબૂતર એમાં પડ્યો અને કબૂતરી તથા સાથે સાથે એમનાં બચ્ચાં પણ આગમાં પડ્યાં. અર્જુને પૂછ્યું – 'મહારાજ! આ શી વાત છે?' ભગવાને કહ્યું – 'આપણને માંસાહારી સમજીને આ બધાં આગમાં પડ્યાં છે અને તેમણે આપણા ભોજન માટે પોતાનાં શરીર અર્પણ કર્યાં છે.'

અંતે ભગવાને બધાંને પોતાના પરમધામમાં પહોંચાડ્યાં. અર્જુનનો ગર્વ ગળી ગયો.

~~~~
~~~~

# ગૃહસ્થ-ધર્મની શ્રેષ્ઠતા

સાધુ-સજ્જનો માટે સૌથી ઉત્તમ વાત એ છે કે તેઓ સંસારથી વિરક્ત થઈને પરમાત્માના ધ્યાનમાં મગ્ન-મસ્ત રહે. ગૃહસ્થીઓ માટે શ્રેષ્ઠ વાત એ છે કે તેઓ ભગવાનનું ભજન-ધ્યાન કરતા રહીને ભક્તિપ્રધાન કર્મયોગનું અનુષ્ઠાન કરે. વૈરાગ્ય, ઉપરતિ ઘણી સારી વસ્તુ છે. સાંપ્રત સમયમાં સાધુઓની હાલત જોતાં એવું લાગે છે કે ગૃહસ્થધર્મ નિભાવતા રહીને એકાંતમાં ભગવાનનું ભજન-ધ્યાન કરવું એ જ શ્રેષ્ઠ છે. ગીતા અનુસાર કર્મયોગનું સાધન સહજ-સરળ છે, પરંતુ ફળની આસક્તિનો ત્યાગ કરવો કઠિન છે. એમાં ઘણા જ થોડા મનુષ્યો કે જેઓ સેવાનું કાર્ય કરે છે તેઓ જ સફળ થઈ શકે છે.

**यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૪)

'જ્યારે ઇન્દ્રિયોના ભોગોમાં આસક્ત થતો નથી તથા કર્મોમાં પણ આસક્ત થતો નથી ત્યારે તેવો સર્વસંકલ્પોનો ત્યાગ કરનારો મનુષ્ય યોગારૂઢ કહેવાય છે.'

આસક્તિમાં અને ફળની ઇચ્છામાં અહીં સંકલ્પ છે, સ્ફુરણા નહીં. તેથી ભક્તિનો માર્ગ સુગમ લાગે છે.

આત્માના કલ્યાણ માટે ભજન, ધ્યાન અને સત્સંગ – આ સૌથી શ્રેષ્ઠ ઉપાયો છે. સેવા ચોથા ક્રમે આવે છે. જે ત્રણે લોકના ઐશ્વર્યનો ત્યાગ કરી દે, વિરક્ત થઈને વિહરે તે જ સફળ થઈ શકે છે. દત્તાત્રેયજીએ અલર્કને ઉપદેશ આપ્યો કે સંસારના પદાર્થોનો સંસર્ગ છોડી દો. એવું જોવા મળે

છે કે અહંકારનો ત્યાગ અને મમતાનો ત્યાગ મુશ્કેલ નથી. આસક્તિથી મમતા વધતી હોય છે. સાચો વૈરાગ્ય અને ઉપરામતા સિદ્ધ થાય તો તેનું પ્રદર્શન ન કરો. ભીતરમાં વૈરાગ્ય-ઉપરતિની વૃદ્ધિ થતી રહે, પરંતુ બહાર લોકોને એની વધુ પ્રતીતિ ન થવી જોઈએ – આ વાત ખૂબ મહત્ત્વપૂર્ણ છે.

ભગવાનની ભક્તિના અનેક પ્રકાર છે. જેવા કે – (૧) ભગવાનના સ્વરૂપ, પ્રભાવ, લીલાનું અવલોકન કરીને સદાકાળ પ્રસન્ન રહેવું; (૨) ભગવાનના વિરહમાં વ્યાકુળ થઈને રડવું. આમાં જે પોતાના સ્વભાવને અનુકૂળ હોય તે વધારે માફક આવે છે. સુતીક્ષ્ણમાં પ્રસન્નતા છે, તો ભરતજીમાં વિરહ-વ્યાકુળતા છે. મારા મતે તો પ્રસન્નતાનો માર્ગ અનુકૂળ છે.

**मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम्।**
**कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૦/૯)

'નિરંતર મારામાં જ ચિત્ત જોડનારા અને મારામાં જ પ્રાણ અર્પણ કરનારા ભક્તજનો મારી ભક્તિની ચર્ચા દ્વારા અરસપરસમાં મારા પ્રભાવને જણાવતા રહીને તથા ગુણ અને પ્રભાવ સહિત મારું જ કથન કરતા કરતા નિરંતર સંતુષ્ટ રહે છે અને મારામાં, વાસુદેવમાં જ નિરંતર રમણ કરે છે.'

કોઈ-કોઈને વળી ગોપીઓની જેમ વિરહ-વ્યાકુળતાનો માર્ગ યોગ્ય લાગે છે.

અહીં તો સ્વાભાવિક જ વૈરાગ્ય-ઉપરતિ પ્રતીત થાય છે. ગંગા, ભૂમિ, વાતાવરણ, વન, દેશ અને તપોભૂમિના પરમાણુઓનો પ્રભાવ પડે છે.

# અદ્વૈત સિદ્ધાંત

અદ્વૈત સિદ્ધાંતની વાત અહીં બતાવવામાં આવી રહી છે. જેમ કે – આકાશમાં આંખોના દૃષ્ટિદોષને કારણે મોરપંખ જેવું દેખાય છે અને જો દૃષ્ટિદોષ થોડો હોય તો કરોળિયાના જાળા જેવું દેખાય છે. વાસ્તવમાં જેમને દૃષ્ટિદોષ નથી તેમને તો આકાશ સાફ જ દેખાય છે. આકાશમાં તો કોઈ આકૃતિ નથી. આકાશની દૃષ્ટિએ તો ત્યાં કોઈ દોષ નથી. તેવી જ રીતે બ્રહ્મની દૃષ્ટિએ સંસાર પણ નથી અને સંસારી પણ નથી; પછી તો પ્રશ્ન જ ઊઠતો નથી કે સંસાર, માયા, જીવ જેવું કંઈ છે. જ્યારે આ સંસાર પ્રતીત થાય છે ત્યારે આ વાત બતાવાય છે. સંસારમાં ઘણીબધી એવી વસ્તુઓ છે, જે પ્રતીત થાય છે પણ વાસ્તવમાં તે નથી; જેમ કે સ્વપ્નની દુનિયા. આ સ્વપ્ન એ નિદ્રાદોષને લીધે છે. મહત્ત્વની અનેક શાખાઓ, વ્યક્તિગત સમજણો એ સમષ્ટિગત સમજનો વિકાર અને કાર્ય છે. પ્રતીતિ થાય છે કોઈ અન્ય મનુષ્યને, અર્થાત્ પ્રતીતિ જીવને થાય છે. જીવ શું છે, શા માટે છે અને ક્યારથી છે? એ અનાદિ છે, કાયમથી છે. વળી, પ્રતીતિ પણ અનાદિકાળથી જ છે. 'સમજ' જેના થકી પ્રતીત થાય છે તે પણ અનાદિકાળથી છે. મહાપ્રલયમાં મહત્તત્ત્વ માયામાં વિલીન થઈ જાય છે. જીવ, અવિદ્યા અનાદિકાળથી છે. પરંતુ અજ્ઞાનનો નિયમ છે કે જીવ, અવિદ્યા છે તો અનાદિ, પરંતુ અંતયુક્ત (સાન્ત) છે. અનાદિ હોવું અને અંતયુક્ત હોવું એ શાસ્ત્ર અને જિજ્ઞાસુની દૃષ્ટિએ છે અને જિજ્ઞાસુ અજ્ઞાની છે. અજ્ઞાનીનું અજ્ઞાન જ્યારે સમાપ્ત થઈ જાય છે ત્યારે 'જીવ' સંજ્ઞા મટી જાય છે. બ્રહ્મમાં મહત્તત્ત્વના અંશનું નામ અર્થાત્ બુદ્ધિ-વિશિષ્ટ ચેતનનું નામ જીવ છે. મહત્તત્ત્વ અંતયુક્ત થઈ જાય છે, પછી ચેતન,

બ્રહ્મનો અંશ પણ બ્રહ્મમાં ભળી જાય છે; ભળી ગયેલો તો પહેલાંથી જ છે એવું અજ્ઞાનીઓને પ્રતીત થાય છે. જેને અજ્ઞાન હતું તે તો બ્રહ્મમાં - અંશીમાં અંશરૂપે ભળી ગયો. 'ઘડામાંનું આકાશ' એ વાસ્તવમાં આકાશનો ભાગ નથી તેથી 'ઘટાકાશ', 'મહાકાશ' એવી કલ્પના કરવામાં આવે છે. ઘડો ફૂટી જાય છે ત્યારે ઘટાકાશ જ મહાકાશ થઈ જાય છે. વાસ્તવમાં ઘટાકાશ અને મહાકાશ એક જ છે. તેવી જ રીતે અંતઃકરણનો નાશ થતાં જીવ સંજ્ઞા મટી જાય છે. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી આવાગમન છે. આવાગમન સૂક્ષ્મ શરીરનું છે. ઘડાના આકાશનું આવાગમન હોતું નથી, ઘડાના સંબંધને લીધે આકાશ આવ્યું એમ કહેવાય છે. તેવી જ રીતે વ્યક્તિગત ચેતન અર્થાત્ વ્યષ્ટિ-ચેતન એ સમષ્ટિ-ચેતનથી ભિન્ન નથી. અંતઃકરણને લીધે નહીં બનેલી ચીજ પ્રતીત થતી હોય છે. વાસ્તવમાં તે ચીજ ભાવિમાં હોતી જ નથી; પહેલાં પણ ન હતી – આ દર્શન બ્રહ્મદૃષ્ટિને લીધે છે. પરંતુ જેમને પ્રતીતિ થાય છે એવા અજ્ઞાનીઓની અજ્ઞાન-દૃષ્ટિને લીધે આ બધું છે અને તે તેમને માટે કાયમથી છે. બ્રહ્મદૃષ્ટિએ જોતાં તો પ્રશ્ન જ ઊઠતો નથી. બ્રહ્મદૃષ્ટિવાળાની દૃષ્ટિએ તો સંસાર છે જ નહીં. જો સંસારદૃષ્ટિ અંતયુક્ત બની ગઈ તો વાંધો શો પડ્યો? જો બધાનું કલ્યાણ ન થઈ શકતું હોય તો પોતાનું કલ્યાણ કરો એવું વેદો શા માટે કહેત? પોતાના કલ્યાણની ગુંજાશ છે તો બધાંના કલ્યાણ માટે પણ ગુંજાશ છે – આ ન્યાય છે. શ્રુતિ, વેદશાસ્ત્રનું એવું વચન છે કે કલ્યાણ થઈ શકે છે. આપણને એવું માનવામાં કશી જ હાનિ નથી કે જે અનાદિ-સાન્ત છે તે સાન્ત (અંતયુક્ત) થઈ શકે છે.

ગીતામાં પ્રકૃતિ અને પુરુષ બંનેની વાત કહેવામાં આવી છે. એમાં પુરુષને નિત્ય બતાવ્યો છે, પરંતુ પ્રકૃતિને અંતમુક્ત અથવા નિત્ય બતાવી નથી; કારણ કે જ્ઞાનીઓ માને છે કે પ્રકૃતિ સાન્ત છે અને ભક્તો માને છે કે પ્રકૃતિ નિત્ય છે. બંનેનો આદર કરવાનો છે, તેથી ગીતા એ બંનેને સ્વીકારે છે.

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ।**
**ज्ञानयोगेन साङ्ख्यानां कर्मयोगेन योगिनाम्॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૩)

'હે નિષ્પાપ! આ સંસારમાં મારા દ્વારા અગાઉ બે પ્રકારની નિષ્ઠા કહેવાઈ છે. એ પૈકીની સાંખ્યયોગીઓની નિષ્ઠા જ્ઞાનયોગથી અને યોગીઓની નિષ્ઠા કર્મયોગથી હોય છે.'

બ્રહ્મની પ્રાપ્તિ જેને થાય છે તે તેથી બ્રહ્મના વિષયમાં જે માને છે તે સત્ય છે. તે વ્યક્ત, અવ્યક્ત, સાકાર, નિરાકાર જે કંઈ માને છે તે સત્ય છે. ફળ સત્ય છે તેથી બધુંય સત્ય છે. એક ન્યાય મુજબ બધી માન્યતાઓ, બધા ધર્મો, સિદ્ધાંતો સત્ય છે અને એ બધાં અસત્ય પણ છે. અસત્ય શા માટે છે? તર્કથી બધાંનું ખંડન થઈ જાય છે તેથી તે અસત્ય છે. ગીતાની અનેક ટીકાઓ છે. સોમાંથી નવ્વાણુની દૃષ્ટિએ એક ખોટી છે – ભગવાને અર્જુનને કરેલો બોધ તો એક જ હતો. સંપ્રદાયવાળાઓએ જે કંઈ કહ્યું તે એકબીજાથી વિપરીત પડે છે, તેમ છતાં કોઈ એક માર્ગે ચાલવાથી સિદ્ધિ મળી શકે છે. આપણને તો કાર્ય સિદ્ધ થાય એની સાથે જ મતલબ છે. ગીતાના કેટલાયે શ્લોકો છે, તેમાંથી કોઈ એકને સમજવાથી પણ આપણું કલ્યાણ થઈ જાય છે. જેમ કે, ગંગામાં ઘણું પાણી છે, પણ એક લોટો પાણીથી આપણી તરસ છીપી શકે છે. એ જ રીતે વેદના પણ ઘણા મંત્રો છે, જેમાંના કોઈ એક મંત્રથી કામ ચાલી શકે છે –

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૪૬)

'બધી બાજુએથી પરિપૂર્ણ અગાધ જળાશયમાંથી જરૂરિયાતવાળો પોતાના પ્રયોજન મુજબ પાણી લઈ લે છે, તેવી જ રીતે બ્રહ્મને જાણનાર પોતાના પ્રયોજન મુજબ જ વેદને ગ્રહણ કરે છે.' આપણું કામ તો જળાશયના થોડાક પાણીથી ચાલી શકે છે. વેદોને જાણનાર એક મંત્રથી

કામ ચલાવી લે છે. જેટલા આચાર્યો છે તેમાંથી કોઈ એકની માન્યતા મુજબ ચાલવાથી આપણને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

સૂર્ય સમુદ્રમાંથી પાણી ખેંચે છે, તે પાણી સૂક્ષ્મરૂપ ધારણ કરે છે; પછી તે આકાશમાં પરમાણુના રૂપમાં રહે છે, પછી તે વાદળ બની જાય છે, ગરમી પ્રાપ્ત કરીને વરસવા લાગે છે અને ઠંડી હોય તો કરા પડવા લાગે છે – આ રીતે ચક્ર ચાલ્યા કરે છે. એ જ રીતે યુગચક્ર, સંસારચક્ર ચાલતું રહે છે.

જડ પદાર્થમાં કાર્ય-કારણ હોય છે, ચેતન-આત્મામાં કાર્ય-કારણ હોતાં નથી. જળ અને ધાતુ એકબીજાનાં કાર્ય-કારણ છે. જળ તો વિકારી છે, જળ બરફ બને છે; પરંતુ જીવ મુક્ત થઈ જાય તો તે ફરીથી સંસારમાં આવતો નથી. અહીં કાર્ય-કારણનો સંબંધ નથી – જીવ અને બ્રહ્મ વચ્ચે કાર્ય-કારણનો સંબંધ નથી. આકાશ શૂન્ય હોવા છતાં તેના ઘણા સૂક્ષ્મ પરમાણુ છે, જેમનો સંગ્રહ થવાથી વાયુ બને છે. ઈશ્વર તેજરૂપ છે, નેત્ર-પ્રાણમાં વીજળી છે, પ્રાણમાં ગરમી તેજરૂપ છે, પ્રાણમાં ક્રિયા છે, તે વાયુનો અંશ છે. પ્રાણમાં વાયુનો અંશ વધુ છે. તત્ત્વો પાંચ છે, છઠ્ઠું તત્ત્વ નથી. ઈશ્વર તેજરૂપ છે. આકાશને 'આ છે' એમ બતાવી શકીએ છીએ, પરંતુ મન-બુદ્ધિને બતાવી શકાતાં નથી. આત્માની મદદથી બુદ્ધિ અને મનને પણ इदम् - 'આ છે' એમ બતાવી શકાય છે. સિદ્ધિ મંત્રજન્ય, તપજન્ય અને પદાર્થજન્ય હોય છે. સાંપ્રતમાં પદાર્થજન્ય સિદ્ધિ છે. સાંપ્રત કાળમાં ચાર તત્ત્વો સુધી જ પહોંચાયું છે, આકાશ સુધી પહોંચાયું નથી. સાંપ્રત સમયના વૈજ્ઞાનિકો આકાશતત્ત્વને માનતા નથી.

માર્ગ પર ચાલશે તે મંજિલે પહોંચી જશે, પણ જે ઝઘડો કરતો રહેશે તે તો ત્યાં જ બેઠેલો રહી જશે. માટે સાધન કરવું, ઝઘડામાં - વાદવિવાદમાં પડવું નહીં. વેદાંતના સિદ્ધાંતની વાત છે કે બધું ભૂલવાનું છે, પરંતુ જે વધુ યાદ આવે તેને વિશેષ ભૂલવું પડશે.

~~~~
~~~~

# સેવાનું મહત્ત્વ

સેવાનું કાર્ય પરમાત્માના ધ્યાન કરતાં વધુ ઉત્તમ બની શકે છે. ગીતાના સિદ્ધાંત અનુસાર તો સેવા ધ્યાનથી પણ ઉત્તમ જ છે –

**'ध्यानात्कर्मफलत्यागः।'**

કર્મફળનો ત્યાગ કરવો અઘરો છે. આ ત્યાગને મનુષ્ય અમલી બનાવી શકે તો તેનું ઘણું મહત્ત્વ છે. કર્મફળના ત્યાગનું મહત્ત્વ છે. ભગવાનના ભજનનો જ ઇચ્છુક હોય તેને ભગવાનનું સ્મરણ આપોઆપ જ થશે. ભજનની તીવ્ર ઇચ્છા હોય અને સાથે સાથે સેવાનું કાર્ય પણ થતું રહે. કાર્યમાં આસક્તિ હોય તો જ મન ભગવાન તરફ જતું નથી. કાર્ય તો કરીએ છીએ, પરંતુ આસક્તિને કારણે મન બીજી તરફ ચાલી જાય છે. જે સ્વાર્થ અને આસક્તિનો ત્યાગ કરીને કર્મ કરે છે તેનામાં હઠીલાપણું હોતું નથી, તે નિરભિમાની હોય છે. માન-મોટાઈની ઇચ્છા એ પણ સકામતા જ છે. ભગવાનની પ્રાપ્તિની ઇચ્છા હોવી એ નિષ્કામ હોવા બરાબર છે. ઇચ્છા જ કરવામાં ન આવે એ તો ખૂબ ઊંચી ભૂમિકા છે અને પણ એ સમજમાં આવવી અઘરી છે. તેથી ઇચ્છા કરાય તોપણ તે દોષ નથી.

કર્તવ્યબુદ્ધિથી ઇચ્છા કરવામાં આવે તો તે એક નંબરની અર્થાત્ ઉત્તમ છે, એ અત્યંત ઊંચા દરજ્જાની વાત છે. કર્તવ્યપાલનથી પણ ઊંચું છે – લોકસંગ્રહાર્થે કર્મ કરવું તે; લોકોને સત્-માર્ગે જોડવા અને અસત્-માર્ગેથી દૂર કરવા તે.

કર્તવ્યદૃષ્ટિ કરતાંય ઊંચી છે નિરભિમાનીપણાની વૃત્તિ –

**यस्य नाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।**
**हत्वापि स इमाँल्लोकान्न न निबध्यते॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૮/૧૭)

અર્થાત્ "જે મનુષ્યના અંતઃકરણમાં 'હું કર્તા છું' એવો ભાવ નથી તથા જેની બુદ્ધિ સાંસારિક પદાર્થો અને કર્મોમાં લેપાયેલી હોતી નથી તે મનુષ્ય આ સમસ્ત લોકને હણતો હોવા છતાં વાસ્તવમાં તે નથી તો હણતો અને નથી તો પાપથી બંધાતો."

આવી બુદ્ધિ સિદ્ધ પુરુષોમાં હોઈ શકે છે અથવા સાંખ્યયોગના આદર્શને માનનારા સાધકોમાં હોઈ શકે છે. જ્યાં સુધી જીવિત રહીએ ત્યાં સુધી સફળ થવાનો પ્રયત્ન કરવા જ રહેવું જોઈએ. અર્જુને ભગવાનને પૂછ્યું –

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૨/૧)

'જે અનન્યપ્રેમી ભક્તજન પૂર્વોક્ત પ્રકારે આપના નિરંતર ભજન-ધ્યાનમાં સંલગ્ન રહીને આપ સગુણરૂપ ભગવાનને ભજે છે અને બીજા જેઓ કેવળ અવિનાશી સચ્ચિદાનંદ નિરાકાર બ્રહ્મને જ અતિશ્રેષ્ઠ ભાવથી ભજે છે – આ બંને પ્રકારના ઉપાસકોમાં અતિ-ઉત્તમ યોગવિદ કોણ છે?'

ભગવાને બંનેને શ્રેષ્ઠ ગણાવ્યા. આપણે નિરુત્સાહ નહીં થવું જોઈએ, મરણપર્યંત પ્રયત્ન કરતા રહેવું જોઈએ. ભગીરથની ત્રીજી પેઢીમાં ગંગાજી આવ્યાં હતાં; એ ગંગાજી તો જડ ગંગા છે, પણ ગીતારૂપી ગંગા ચેતન ગંગા છે. આ ગીતારૂપી ગંગામાં જે સ્નાન કરે છે તે પોતે તો મુક્ત થઈ જ જાય છે, બલકે તેના થકી હજારોનું કલ્યાણ થઈ શકે છે. આપણે સિદ્ધાંત ઊંચી કોટિનો રાખવો જોઈએ. સો-એ સો ટચનું સોનું પાસ કરીએ, નવ્વાણુ ટચ આવે તો નાપાસ કરી દેવું. પરમાત્માની પ્રાપ્તિ કરનારા ગુણાતીત મનુષ્યનાં જે લક્ષણો બતાવવામાં આવ્યાં છે તે આપણામાં જ્યાં સુધી ન ઊતરે ત્યાં સુધી આગળ વધતા રહેવું. સમસ્ત સંસારનું કલ્યાણ થઈ શકે છે એમ માનવું, એને અસંભવ માનવું નહીં. એવો કોઈ મનુષ્ય આજ સુધી થયો નથી કે જે બધાંનું કલ્યાણ કરી શકે. આ જગ્યા તો હજીય ખાલી જ છે. જે કામ આજ સુધી થયું નથી તે આગળ ઉપર થઈ શકે છે, તેમ આપણી મુક્તિ આજ સુધી થઈ નથી પણ તે હવે થઈ શકે છે. મુક્તિ જો એકની થઈ શકે તો બધાંની કેમ ન થઈ શકે? – આ સિદ્ધાંત સ્વીકારવો

જોઈએ. ભગવાને કહ્યું છે –

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૩૬)

'જો તું તમામ પાપીઓ કરતાં પણ વધુ પાપો કરનારો છે તોપણ તું જ્ઞાનરૂપી નૌકા દ્વારા પાપના સાગરમાંથી પાર ઊતરી જઈશ.' આ વાત માત્ર અર્જુન માટે જ નહીં, બધાં માટે કહેવાઈ છે. ભગવાનને કોઈ ભેદભાવ નથી.

સેવાના વિષય બાબતે શાસ્ત્રોમાં એક અલૌકિક કથા આવે છે. ગુરુની આજ્ઞાનું પાલન, માતાપિતાની સેવા, પતિની સેવા, અતિથિની સેવા – આ બધાથી કલ્યાણ થઈ જાય છે. શાસ્ત્રમાં આ વચનો આવે છે –

**मातृदेवो भव। पितृदेवो भव। अतिथिदेवो भव।**

જબાલાના પુત્ર સત્યકામને ગુરુએ આજ્ઞા આપી કે ગાયોને લઈ જાઓ અને ચરાવો. તે બોલ્યો – 'મહારાજ! શું આ હજાર ગાયો થઈ જાય ત્યારે પાછો ચાલી આવું?' ગુરુએ અનુમતિ આપી. તે ચાલ્યો ગયો. અંતમાં, એક વૃષભ બોલ્યો કે આપણે હવે એક હજાર થઈ ગયાં છીએ, ગુરુજીને ત્યાં ચાલો. ગુરુજીએ એવું તો નહોતું કહ્યું કે આમ કરવાથી તને પરમાત્માની પ્રાપ્તિ થઈ જશે અને નહોતું તો સત્યકામે પણ પૂછ્યું કે આથી શું મને પરમાત્માની પ્રાપ્તિ થઈ જશે; અને છતાંય ગુરુની આજ્ઞાના પાલનમાત્રથી તેને ભગવત્પ્રાપ્તિ થઈ ગઈ.

એક માણસ જો પોતાનું કર્તવ્ય સમજીને ગુરુ અને માતાપિતાની આજ્ઞાનું પાલન કરે છે તો તેનો દરજ્જો ઊંચો છે; તેને શીઘ્ર પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. પરંતુ જે પ્રાપ્તિની ઇચ્છાથી કે પ્રાપ્તિના ઉદ્દેશ્યથી કર્મ કરે છે તેને પરમાત્માની પ્રાપ્તિ મોડેથી થાય છે. નિષ્કામભાવનો દરજ્જો ઊંચો છે. ભિખારીને ખબર પડી જાય કે અહીં પારસની ખાણ છે તો કોઈ ભિખારી ચૂપ બેસી નહીં રહે. પારસ તો પથ્થર છે, તેનાથી પરમાત્માની પ્રાપ્તિ નથી થતી. જેના પ્રાણ છૂટી રહ્યા છે તેને ભગવાન વિષેની વાત સંભળાવવામાં આવે તો તે સર્વથી ઉત્તમ છે, ભલેને તેથી પોતાનું કલ્યાણ ન થાય. નિષ્કામ કર્મનું થોડુંસરખુંય પાલન મહાન ભયમાંથી ઉદ્ધાર કરી આપે છે, જેમ

જબાલાના પુત્ર સત્યકામનો ઉદ્ધાર થઈ ગયો. ગુરુએ તેના મુખ પર શાંતિ અને પ્રસન્નતા જોઈ અને પૂછ્યું – 'શું તને જ્ઞાનની પ્રાપ્તિ થઈ ગઈ?' તો શિષ્યે હકાર ભણ્યો અને કહ્યું – 'હા, પણ હું તો એ જ્ઞાન આપના મુખેથી ફરી સાંભળવા ઇચ્છું છું.' તે જ વાત સંભળાવવામાં આવી અને તેને બ્રહ્મની પ્રાપ્તિ થઈ ગઈ.

ગુરુએ આરુણિને ખેતરમાંથી વહી જતું પાણી રોકવા કહ્યું. તેણે ખૂબ પ્રયત્ન કર્યો, પણ પાણી રોકાયું નહીં; ત્યારે જ્યાં પાળ તૂટેલી હતી ત્યાં તે પોતે જ આડો સૂઈ ગયો. આખી રાત એ રીતે સૂતો રહ્યો. ગુરુને જ્યારે જાણ થઈ કે રાત્રે તે ઘરે આવ્યો નથી ત્યારે શિષ્યોને પૂછ્યું – 'આરુણિ ક્યાં છે?' શિષ્યોએ જણાવ્યું કે 'તે તો ખેતરમાંથી આવ્યો જ નથી.' છેવટે ગુરુજી સ્વયં ખેતરમાં ગયા અને સાદ દીધો – 'બેટા આરુણિ!' આરુણિએ જવાબ આપ્યો કે 'હું અહીં પાણીને રોકી રહ્યો છું.' ગુરુએ તેને પોતાની પાસે બોલાવ્યો. તેણે બધી વાત ગુરુને કહી સંભળાવી. ગુરુ પ્રસન્ન થઈ ગયા અને કહ્યું કે 'જે ઉદ્દેશ્યથી તું અહીં આવ્યો હતો તે પાર પડી ગયો છે. તું પોતાના ઘરે જઈ શકે છે.' શ્રદ્ધાની પરીક્ષા થઈ ગઈ. તેણે બતાવી દીધું - જે કોઈ પ્રકારે પાણી રોકાય તે પ્રકારે ઉપાય કરવો જોઈએ. ઠંડી લાગે કે ગરમી, ભલેને આખી રાત કેમ ન વીતી જાય, કોઈ પરવા નહીં; ગુરુની આજ્ઞા અનસાર કામ કરવું એ જ ઉદ્દેશ્ય છે.

ઉપકોશલને ગુરુની સેવા કરતાં કરતાં અડતાલીસ વર્ષની ઉંમર થઈ ગઈ. તેના મનમાં થોડોક વિચાર આવ્યો કે હજી સુધી મને પરમાત્માની પ્રાપ્તિ થઈ નહીં. આવો વિચાર આવવો એ ઊણપ છે. ગુરુ અગ્નિહોત્રી હતા. ઉપકોશલ અગ્નિ માટે લાકડાં લાવવાનું કામ કરતો હતો. એક દિવસ તે માથે લાકડાં મૂકીને આવ્યો તો તેમાં તેની જટાના વાળ ગૂંચવાઈ ગયા અને લાકડાં નીચે ઉતારતી વેળા થોડાક વાળ તૂટીને લાકડાંને વળગેલા રહ્યા. તેણે જોયું કે વાળ તો સફેદ થઈ ગયા છે. તે એકાંતમાં બેસીને રોવા લાગ્યો કે મેં ગુરુની સેવા કરી, પણ હું તેમને પ્રસન્ન કરી શક્યો નહીં. તે રડી રહ્યો હતો, એટલામાં ગુરુપત્ની આવ્યાં અને કહ્યું – 'બેટા! તું ભોજન તો કરી લે.' શિષ્યે બધી વાત કહી. છેવટે ગુરુપત્નીએ ગુરુજીને ભલામણ કરી. ગુરુજીએ કોઈ જવાબ

આપ્યો નહીં અને વનમાં ચાલ્યા ગયા. અંતે, અગ્નિદેવતાએ ઉપકોશલને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો અને તેને બ્રહ્મની પ્રાપ્તિ થઈ ગઈ. અગ્નિદેવતાએ જોયું કે તેણે અમારી સેવા કરી છે. ગુરુજી જ્યારે પરત આવ્યા ત્યારે જોયું કે શિષ્યને પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ છે. અગ્નિ છળી ઊઠ્યો, કાંપવા લાગ્યો. ગુરુએ પૂછ્યું – 'કોણે ઉપદેશ આપ્યો?' તો શિષ્યે સંકેતથી જણાવી દીધું. અંતે, ગુરુજીએ ફરી બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો. કામ બની ગયું.

શાસ્ત્રોમાં સેવા વિશેની વાતો ઘણા વિસ્તારપૂર્વક આવે છે. મૂક ચાંડાલની કથા તમે 'પદ્મપુરાણ'માં વાંચી જ હશે. તે પોતાનાં માતાપિતા તથા પોતાના પરિવારના તમામ જીવોને, કીડા-પતંગિયાં આદિ જીવજંતુઓને પણ પરમધામમાં લઈ ગયો. તુલાધાર વૈશ્યને વ્યાપારકાર્ય દ્વારા પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ. તે રૂપિયા કમાવા વેપાર કરતો ન હતો. શાસ્ત્રોમાં ઉચ્ચ કોટિના મનુષ્યોનું વર્ણન આવે છે. એવા મહાપુરુષોનાં દર્શન આ સમયે થવાં મુશ્કેલ છે. એવા ઉચ્ચ કોટિના મહાપુરુષો દુનિયામાં થયા છે, કે જેમની પ્રેરણાથી બીજાઓનો ઉદ્ધાર થઈ જતો હતો. આજ્ઞા તો નહોતા કરતા, એવા મનુષ્યોના સંકેતથી ઉદ્ધાર થઈ જતો હતો; અને જો એમની આજ્ઞા થાય તો પછી કલ્યાણ થવામાં સંદેહ જ ક્યાં રહે? ઘણી ઊંચી કોટિના મનુષ્યો આજ્ઞા, સંકેત અથવા પ્રેરણા પણ નથી કરતા. એવા મનુષ્યોના –

૧. સંકેતથી ઉદ્ધાર થઈ જાય છે;
૨. મન પ્રમાણે ચાલવાથી ઉદ્ધાર થઈ જાય છે;
૩. આજ્ઞાપાલનથી ઉદ્ધાર થઈ જાય છે;
૪. સેવા કરવાથી ઉદ્ધાર થઈ જાય છે;
૫. વરદાન કે આશીર્વાદથી કલ્યાણ થઈ જાય છે.

આપણે જેમની સેવા કરીએ તેઓ પરમાત્માને પામેલા મનુષ્યો ન હોય, ભલે સાધક જ હોય, તોપણ તેમની સેવા કરવાથી જ ઉદ્ધાર થઈ શકે છે. જેમની સેવા કરીએ તેમનો આત્મા આશીર્વાદ આપે તોપણ આપણું કલ્યાણ થઈ જ જાય છે; તે ભલેને પછી સિદ્ધ પુરુષ ન પણ હોય. એક તપસ્વીના આશીર્વાદથી આપણું કલ્યાણ થઈ શકે છે.

ઊંચામાં ઊંચી કોટિના મનુષ્યો એ છે કે –

૧. જેમના નામનું ઉચ્ચારણ કરવાથી કલ્યાણ થઈ જાય;
૨. જેમનું સ્મરણ કરવાથી કલ્યાણ થઈ જાય;
૩. જેમનું દર્શન કરવાથી કલ્યાણ થઈ જાય;
૪. જેમની સાથે વાર્તાલાપ કરવાથી કલ્યાણ થઈ જાય;
૫. જેમનો સ્પર્શ કરવાથી કલ્યાણ થઈ જાય;
૬. જેમના સંકલ્પથી કલ્યાણ થઈ જાય;
૭. જેમના સંકેત અનુસાર ચાલવાથી કલ્યાણ થઈ જાય;
૮. જેમના મન અનુસાર ચાલવાથી કલ્યાણ થઈ જાય;
૯. જેમની આજ્ઞાનું પાલન કરવાથી કલ્યાણ થઈ જાય;
૧૦. જેમની સેવા કરવાથી કલ્યાણ થઈ જાય;
૧૧. જેમના વરદાન કે આશીર્વાદથી કલ્યાણ થઈ જાય.

મહર્ષિ પતંજલિ કહે છે –

**वीतरागविषयं वा चित्तम्।**

જે મનુષ્યના રાગ-દ્વેષ સર્વથા નાશ પામી ચૂક્યા છે એવા વિરક્ત મનુષ્યને ધ્યેય બનાવીને અભ્યાસ કરનારું અર્થાત્ તેના વિરક્ત ભાવનું મનન-ચિંતન કરનારું ચિત્ત સ્થિર થઈ જાય છે.

ભગવાનનું સ્મરણ કરવાથી તો કલ્યાણ થઈ જ જાય છે, પરંતુ મહાપુરુષોનું સ્મરણ કરવાથી પણ કલ્યાણ થાય છે.

**अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते।**
**तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૩/૨૫)

'પરંતુ એમનાથી જુદા અર્થાત્ જેઓ મંદબુદ્ધિવાળા મનુષ્યો છે તેઓ આ પ્રકારે નહીં જાણતા હોવા છતાં બીજાઓ પાસેથી અર્થાત્ તત્ત્વના જાણનારાઓ પાસેથી સાંભળીને પણ તે અનુસાર ઉપાસના કરે છે તેવા શ્રવણપરાયણ મનુષ્યો પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ તરી જાય છે.'

તુલસીદાસજીના ઉપદેશથી - તેનું પાલન કરવાથી કલ્યાણ થાય છે. ગૌરાંગ મહાપ્રભુના સમયમાં એક માણસ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો પાઠ કરી રહ્યો હતો, તેને સ્પર્શવાથી ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન થઈ ગયાં, તેની

ચરણરજના સ્પર્શથી દર્શન થઈ ગયાં. આવા તત્ત્વજ્ઞોનાં અનેક ઉદાહરણો મળી રહે છે, કે જેમનાં દર્શન, સ્પર્શ તથા શ્રવણથી કલ્યાણ થઈ જાય છે.

લોકસંગ્રહ એ ઘણી ઉચ્ચ કોટિની વસ્તુ છે. ગીતામાં ભગવાને અર્જુનને કહ્યું છે –

**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૨૦)

'હે અર્જુન! લોકોનું હિત કરવાની દૃષ્ટિએ પણ તારે કર્મ કરવું જોઈએ.'

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते॥**
**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૧૭, ૧૮)

'જે મનુષ્ય આત્મામાં જ રમણ કરનારો અને આત્મામાં જ તૃપ્ત છે તથા આત્મામાં જ સંતુષ્ટ છે તેને માટે કોઈ કર્તવ્ય કર્મ નથી. તે મહાપુરુષનું આ સંસારમાં નથી તો કર્મ કરવાનું કોઈ પ્રયોજન હોતું અને નથી તો કર્મ નહિ કરવાનું કોઈ પ્રયોજન હોતું, તેમ જ તેનો જરા જેટલો પણ સ્વાર્થનો સંબંધ હોતો નથી.'

તેવા મનુષ્ય માટે વેદ-શ્રુતિ-સ્મૃતિ કશાયની આજ્ઞાના પાલનનું બંધન હોતું નથી. તમામ પ્રાણીઓમાં જરા જેટલું પણ તેનું નિજી પ્રયોજન હોતું નથી -

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर।**
**आसक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૧૯)

'તેથી તું આસક્તિરહિત થઈને કર્મ કર, પછી તારે માટે કોઈ કર્તવ્ય કર્મ રહેશે નહીં; કારણ કે આસક્તિરહિત કર્મ કરતાં કરતાં પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.'

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૨૦)

'જનક-આદિ જ્ઞાનીજનો પણ આસક્તિરહિત કર્મ દ્વારા જ પરમ સિદ્ધિ પામ્યા હતા. લોકસંગ્રહની દૃષ્ટિએ પણ તારે માટે કર્મ કરવાનું જ ઉચિત છે.' જો તું એમ સમજે કે મને તો પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ છે, તોપણ લોકસંગ્રહ અર્થાત્ લોકોના કલ્યાણ માટે કર્મ કરવું જોઈએ.

લોકસંગ્રહ શું છે?

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૨૧)

શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે, અન્ય લોકો પણ તેને અનુસરીને આચરણ કરે છે. એ જ લોકસંગ્રહ છે, જેને અનુસરીને લોકો આચરણ કરે છે.

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૨૨)

ભગવાન કહે છે કે, 'ત્રણે લોકોમાં મારે માટે કશું જ કર્તવ્ય કે પ્રાપ્તવ્ય નથી, તોપણ હું કર્મ કરતો રહું છું.' જીવન્મુક્ત મનુષ્યની આજ્ઞા કે આચરણ અનુસાર કર્મ કરવાથી મનુષ્યનું કલ્યાણ થઈ શકે છે. લોકસંગ્રહ માટે કર્મ કરનારા લોકોમાં 'ઉપકાર કરવા માટે કર્મ કરીએ છીએ' એવો ભાવ જાગે તો કર્તાપણું, કર્તૃત્વ-અભિમાન, અહંકાર, સકામતાનો ભાવ આવશે. બીજાંઓ માટે કર્મ કરીએ છીએ એવો ભાવ જાગે તો તે સકામતા છે. અહીં પથ્થર જેવા બનવાનું છે. લોકોને ચલાવવા છે એવું દેખાડવા માટે કર્મ કરવાનું નથી. એમ કરવું એ તો દંભ છે. એકાંતમાં અને લોકોની વચ્ચે પણ નિષ્કામ મનુષ્યની એક-સરખી જ ક્રિયા હોય છે :

૧. લોકસંગ્રહમાં દેખાવ (દંભ, દેખાડો) હોતો નથી.
૨. લોકસંગ્રહમાં કર્તાપણું હોતું નથી.
૩. લોકસંગ્રહમાં કામના હોતી નથી.

આમ, સઘળા દોષોથી રહિત હોય તે લોકસંગ્રહ છે. આ નકારાત્મક રીતે કહેવાયું છે, વિધાનાત્મક રીતે બતાવી શકાતું નથી. મહાત્મા એવું નથી માનતા કે હું કર્મ કરું છું માટે લોકોનું કલ્યાણ થાય છે અથવા મારાં દર્શન-

સ્પર્શ-શ્રવણ-ચિંતનથી લોકોનો ઉદ્ધાર થાય છે. એવું જે માને તે 'મહાત્મા' નથી, તે તો 'મહાતમા' (અર્થાત્ મહા-અજ્ઞાની, મહા-અહંકારી) છે. બીજા લોકો એના વિશે એવું જ માને છે. બીજા લોકો, શાસ્ત્ર, જિજ્ઞાસુઓ આરોપ કરે છે કે મહાત્માની ક્રિયા લોકોના કલ્યાણ માટે છે. આ પ્રકારના કાર્યથી કારણનો ખ્યાલ આવે છે –

જો કર્તાપણાની દૃષ્ટિએ કર્મ કરવામાં આવે; અથવા
જો ઉપકાર કરવાની દૃષ્ટિએ કાર્ય કરવામાં આવે; અથવા
જો લોકસંગ્રહની દૃષ્ટિએ કાર્ય કરવામાં આવે.

લોકો જો એવો આરોપ કરે કે આ મનુષ્ય લોકસંગ્રહ માટે કાર્ય કરે છે તો તે આરોપ તેના માટે કલંક છે. અસત્યનું નામ આરોપ છે, બાકી સત્ય તો સત્ય છે. તેથી, અજ્ઞાનીઓનો (પણ) આરોપ મહાત્મા માટે કલંક છે. 'આ એક જીવન્મુક્ત છે' – એ અજ્ઞાનીઓની દૃષ્ટિએ છે. 'જીવન્મુક્ત કહેવો' એ અમારી દૃષ્ટિએ તો વ્યાજસ્તુતિ છે (અર્થાત્ પ્રશંસા દ્વારા નિંદા છે); અમારી દૃષ્ટિએ તો એ તેનું પતન કરવાનું જ કામ છે. 'આ તો પરમાત્મા છે' – એ રીતે એને જીવન્મુક્ત માનવામાં આવે છે એ જ તેનું અધઃપતન કરવાનું કામ છે. 'તેનું શરીર જીવન્મુક્ત નથી, તેનો આત્મા બ્રહ્મ બની ગયો' – એ રીતે તેને બ્રહ્મથી અલગ કહેવો એ તેનું અધઃપતન કરવાનું કામ છે.

અસલ વસ્તુનું વર્ણન શાસ્ત્ર કરી શકતું નથી. જેમ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરી શકાતું નથી, તેમ મહાત્માનું વર્ણન પણ થઈ શકતું નથી. અસલી વસ્તુ તો ફળ છે, તેનું વર્ણન થઈ શકતું નથી, તે અનિર્વચનીય - અવર્ણનીય છે.

અર્જુન ભગવાનને (પ્રત્યક્ષ) જોઈ રહ્યો છે, ભગવત્પ્રાપ્તિ થયેલી છે તોપણ કહે છે કે 'આપ વિશ્વરૂપનું દર્શન કરાવો.' ભગવાન દર્શન કરાવે છે, પછી તે કહે છે કે,

**तेनैव रूपेण चतुर्भुजेन सहस्त्रबाहो भव विश्वमूर्ते।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૧/૪૬)

'હે વિશ્વસ્વરૂપ! હે સહસ્રબાહુ! આપ તે જ ચતુર્ભુજરૂપે પ્રગટ થાઓ.'

તોપણ પરમાત્માની પ્રાપ્તિ થઈ નહીં, દર્શન તો કરી જ રહ્યો છે; કારણ? ભગવાન કહે છે –

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૬૫)

'હે અર્જુન! તું મારામાં મનવાળો થા, મારો ભક્ત બન, મારું પૂજન કરનારો થા અને મને પ્રણામ કર. આમ કરવાથી તું મને પ્રાપ્ત કરી લઈશ. આ હું તને સત્ય પ્રતિજ્ઞા કહું છું, કારણ કે તું મને અત્યંત પ્રિય છે.'

'આમ કરવાથી તું મને નિશ્ચિતપણે પ્રાપ્ત કરી લઈશ' – અર્થાત્ હજી ભગવત્પ્રાપ્તિ થવી બાકી છે, હજી પ્રાપ્તિ થઈ નથી. ચાર વાતો બતાવવામાં આવી, જે કરવાથી પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે. ભગવાનના અત્યંત પ્રિય ભક્તને પણ ભગવાનની પ્રાપ્તિ ન થઈ, આગળ જતાં થઈ. અર્જુને કહ્યું –

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत।**
**स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૭૩)

'હે અચ્યુત! આપની કૃપાથી મારો મોહ નષ્ટ થઈ ગયો છે અને મેં સ્મૃતિ પ્રાપ્ત કરી લીધી છે. હવે હું સંશયરહિત છું; આપની આજ્ઞાનું પાલન કરીશ.' એ પછી ભગવાને ઉપદેશ આપવાનું બંધ કર્યું.

ભગવાને અગાઉ કહેલી વાત ફરીથી કહી –

**सर्वगुह्यतमं भूयः श्रृणु मे परमं वचः।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम्॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૬૪)

'તું મને અત્યંત પ્રિય છે, તેથી તારા હિતની સર્વોત્તમ ગૂઢ વાત તને કહું છું. પહેલાં પણ આ જ કહ્યું છે.' આટલી પ્રતિજ્ઞા કર્યા પછી ભગવાન કહે છે –

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૬૫)

('મારામાં મનવાળો થા, મારો ભક્ત બન, મારું પૂજન કરનારો થા અને મને પ્રણામ કર.')

ભગવાનનાં આ વચનો પરથી એવું લાગે છે કે અર્જુને હજી સુધી ભગવાનને પ્રાપ્ત કર્યા નથી, તેથી જ તો ભગવાને 'આમ કરવાથી તું મને

પ્રાપ્ત કરી લઈશ' એમ કહેવું પડ્યું.

દર્શન કરવાથી પ્રાપ્તિ ન થઈ, કારણ કે દર્શન ઉપરાંત બે વસ્તુઓ બીજી પણ છે. દર્શન કરવું, જાણવું અને પ્રાપ્ત કરવું – આ ત્રણ વાતો છે.

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૧/૫૪)

'હે અર્જુન! આ રીતે અનન્ય ભક્તિ દ્વારા મારાં પ્રત્યક્ષ દર્શન કરી શકાય છે, મને તત્ત્વતઃ જાણી શકાય છે તથા મારામાં પ્રવેશ કરી શકાય છે.' દર્શન તો થઈ ગયાં, પણ તત્ત્વતઃ જાણવાનું અને પ્રાપ્ત કરવાનું હજી બાકી છે. ભગવાને પૂછ્યું – 'હે અર્જુન! શું તું સમજી ગયો?' ત્યારે અર્જુને જવાબ આપ્યો –

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत।**
**स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૮/૭૩)

'હે અચ્યુત! આપની કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે, મને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે, તેથી હું સંશયરહિત બન્યો છું, સ્થિત છું; અને આપની આજ્ઞાનું પાલન કરીશ.'

ભગવાનના મળવા છતાંય તેમની (તત્ત્વતઃ જાણકારી અને) પ્રાપ્તિ થવી એ અલગ વાત છે. તેવી જ રીતે મહાત્માના મળવા છતાંય તેમને જાણવા અને પ્રાપ્ત કરવા એ અલગ વાત છે. શ્રીકૃષ્ણને ઘણા લોકો 'ભગવાન' કહેતા હતા અને માનતા હતા, પરંતુ એવું કહેનારા અને માનનારાઓમાં તેમને તત્ત્વતઃ જાણનાર તો કોઈ વિરલ જ હતો –

**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः।**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૭/૩)

'મારી પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનારા યોગીઓમાં પણ મારામાં પરાયણ થયેલો કોઈ વિરલ મનુષ્ય જ મને તત્ત્વતઃ અર્થાત્ મર્મપૂર્વક જાણે છે.' ભગવાનને 'ભગવાન' કહેવાથી અને પોતાની બુદ્ધિ મુજબ તેમને જાણવાથી પણ તેઓ જાણવામાં આવતા નથી. અર્જુન કહે છે –

**परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान्।**
**पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम्॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૦/૧૨)

'આપ પરમ બ્રહ્મ, પરમ ધામ અને પરમ પવિત્ર છો; આપને સમસ્ત ઋષિજનો સનાતન, દિવ્ય તેમ જ દેવોના પણ આદિદેવ, અજન્મા અને સર્વવ્યાપી કહે છે.' અર્જુનનું આવું કહેવું ખોટું ન હતું. પરમાત્માને યથાર્થપણે જાણનારાઓની આજેય કમી છે. કેમ કે, ભગવાન કહે છે –

**मा ते व्यथा मा च विमूढभावो।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૧/૪૯)

ભગવાન કહે છે – 'તું મને જાણી ગયો છે, તો પછી મોહ અને ભય શા માટે? બધા વ્યથિત થઈ રહ્યા છે, પણ તું શા માટે વ્યથિત થઈ રહ્યો છે?' ભગવાને નરસિંહરૂપ ધારણ કર્યું તો બધા દેવો વ્યથિત થઈ ગયા; ત્રણે લોક કંપવા લાગ્યાં, પરંતુ પ્રહ્લાદ તો જઈને તેમના ખોળામાં બેસી ગયો. આ જ વાત અર્જુન માટે થવી જોઈતી હતી. ભગવાન બધાં માટે કાળરૂપ હતા, પરંતુ અર્જુન માટે શો ભય હતો? અર્જુનના તો તેઓ સખા હતા, પછી ભય શા માટે? - પરમાત્માના તત્ત્વને ન જાણવાને કારણે ભય હતો.

આ ઘણી તાત્ત્વિક અને રહસ્યની વાત છે કે ભગવાનનાં દર્શન થયાં હોવા છતાં ભગવાનને જાણવા અને પ્રાપ્ત કરવા એ આગળની વાત છે. અસત્ માર્ગેથી બચીને વાસ્તવિક માર્ગ પર જોડાઈને પરમાત્માની પ્રાપ્તિ કરી લેવી જોઈએ.

હરિદ્વાર ઉત્તરાખંડનું દ્વાર છે અને તે હરિનું ધામ છે. આ મહાન પવિત્ર, શુદ્ધ, એકાંત અને ઉત્તમ ભૂમિ છે. અહીં જપ, ધ્યાન, સ્નાન, સેવા અથવા તપ – જે કંઈ કરવામાં આવે તે અનંત બની જાય છે. અહીં આવીને પાપ કરવામાં આવે, જૂઠું બોલવામાં આવે, વ્યભિચાર કરવામાં આવે તો તે મોટું પાપ થઈ જાય છે.

ગંગાનું જળ પવિત્ર કાર્યમાં ખપ લેવું જોઈએ, ઝાડોપેશાબ કરવાના કામમાં નહીં લેવું જોઈએ. ગંગામાં ધોતિયું નિચોવાય નહીં. ગંગાકિનારે ઝાડોપેશાબ કરવાં જોઈએ નહીં. શાસ્ત્રના નિયમ મુજબ, પેશાબ કરવા માટે ઓછામાં ઓછાં દશ

ડગલાં દૂર જવું જોઈએ. બ્રહ્મચારી માટે વીસ, વાનપ્રસ્થી માટે ત્રીસ અને સંન્યાસી માટે ચાલીસ ડગલાં દૂર જવાનું કહેવાયું છે; અને શૌચક્રિયા કરવા માટે ઉપર બતાવ્યાં તેનાથી દશ-દશ ગણાં ડગલાં જેટલું વધુ દૂર જવું જોઈએ. ગંગામાં થૂંકવું, પેશાબ કરવો એ પાપ છે. અગ્નિ, ગાય, બ્રાહ્મણ, તુલસી, ગંગા આ બધાંની બાબતે દેવો વિશેના છે તે નિયમો પાળવા જોઈએ.

**નિયમો –**

૧. સત્સંગમાં મોડું થઈ જાય તો એક ટંક ઉપવાસ કરવો.
૨. અનુચિત કામ, ક્રોધ, લોભ થઈ જાય તો આખા દિવસનો ઉપવાસ કરવો.
૩. સમયસર સંધ્યાપૂજા ન થઈ શકે તો એક ટંક ઉપવાસ કરવો.

**સ્ત્રીઓ માટેના નિયમો –**

૧. પ્રાતઃકાળ થયા પહેલાં ઊઠી, સ્નાન કરીને સૂર્યને અર્ઘ્ય આપવો.
૨. પરપુરુષ પ્રત્યે દોષદષ્ટિ, અનુચિત ક્રોધ થઈ જાય તો ઉપવાસ કરવો.
૩. માળા કરવાનો નિયમ રાખવો; નિયમ પ્રમાણેની માળા ન કરી શકાય તો ભોજન કરવું નહીં. વધુ નહીં તો, સાત માળાઓ કરવાનો તો નિયમ રાખવો જ.
૫. સ્ત્રીઓ રસોઈ બનાવીને લાવે છે, તેથી તેમને માટે સમયનો પ્રતિબંધ નથી.
૬. બધાંની સાથે ત્યાગભાવથી વર્તાવ કરવો, ઉદાર ભાવ રાખવો, સેવા કરવામાં સામ-દામનો વર્તાવ કરી શકાય, દંડ-ભેદનો તો ન જ કરાય.
૭. જેટલા સમય માટેનો નિયમ લઈ શકાય તેટલા સમય માટે મૌન પાળવું. સત્સંગ કરતી વેળાએ કાન દ્વારા સત્સંગ-શ્રવણ, વાણીથી મૌન, શ્વાસ દ્વારા નામ-જપ અને મનથી પરમાત્માનું ધ્યાન – આ ચાર કામ કરવાં.

**પ્રશ્ન :** શ્રદ્ધા કેવી રીતે વધે?

**ઉત્તર :** શ્રદ્ધાળુઓના સંગથી, શ્રદ્ધાવિષયક વાતો સાંભળવાથી શ્રદ્ધા વધે છે. અંતઃકરણ શુદ્ધ થવાથી શ્રદ્ધા વધે છે. જપ, સ્વાધ્યાય, પ્રાણાયામ, તપ આદિથી અંતઃકરણ શુદ્ધ થાય છે. જેવું અંતઃકરણ તે મુજબ શ્રદ્ધા થાય છે –

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૭/૩)

'બધા મનુષ્યોની શ્રદ્ધા તેમનાં અંતઃકરણ અનુસાર થાય છે. આ મનુષ્ય શ્રદ્ધામય છે, તેથી જે મનુષ્ય જેવી શ્રદ્ધાવાળો છે તે સ્વયં પણ તેવો જ છે.' અંતઃકરણની જેટલી શુદ્ધિ થશે તેટલી વધુ શ્રદ્ધા થશે. શ્રદ્ધા કેમ થાય? - એવી લગની રહે, ખોજ થતી જાય તો શ્રદ્ધા વધે છે. તરસ્યો માણસ પાણીની ખોજ કરે છે. જ્યાં સુધી પાણી મળતું નથી ત્યાં સુધી તે ખોજ કરતો જ રહે છે. ખોજ કરવાથી પાણી મળી શકે છે. તેવી જ રીતે શ્રદ્ધાની ખોજ કરતા રહેવાથી શ્રદ્ધા થાય છે અને વધતી જાય છે.

ભૂખ લાગે તો ભગવાનને પોકારો. ભૂખ કેમ લાગે? એ માટે ચૂર્ણ ખાવું. ચૂર્ણ શું છે? ખૂબ જપ કરો તે. ભીતરમાં જે અજીર્ણ થાય છે તે જપ કરવાથી મટી જશે. નામ-જપ અને સત્સંગથી ઘણી ભારે ભૂખ લાગે છે. શાસ્ત્ર કહે છે, તર્કસંગત વાત છે કે કેવળ નામ-જપ કરવાથી કામ બની જાય છે. તુલસીદાસજી કહે છે –

**कलिजुग केवल नाम अधारा। सुमिरि सुमिरि नर उतरहिं पारा॥**
**अपतु अजामिलु गजु गनिकाउ। भए मुकुत हरिनाम प्रभाऊ॥**

કેવળ પરમાત્માના શરણ, પૂજન, નામ-જપથી પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

ભગવાનનાં દર્શન માટે વ્યાકુળ થઈ જવું. જેમ પાણીના વિયોગમાં માછલી વ્યાકુળ થઈ જાય છે તેવા વ્યાકુળ થઈ જવું. પોતાને અપાત્ર માનીને દિવસ-રાત રડવું. ભગવાનને કહેવું – 'હે પ્રભુ! કેવળ આપનું જ શરણ છે. હે નાથ! હે ગોવિંદ! હું આપના શરણે છું. હું બધાં સાધનોથી હીન છું. આપ દયાળુ છો. હું દયાને પાત્ર છું. જેમ બાળક આતુર થઈને મા માટે રડે છે તેવી જ રીતે ભગવાન માટે રડવું. બાળકને વિશ્વાસ છે કે મા જરૂર આવશે અને પયઃપાન કરાવશે; તેવી જ રીતે ભગવાન જરૂર આવશે.

બીજી રીત છે – ભગવાનનાં નામ, ગુણ, લીલાને યાદ કરીને પ્રસન્ન થવું. ભગવાનની માનસિક લીલા જોઈને, માનસિક ક્રિયા જોઈને વારંવાર પ્રસન્ન થવું. હરઘડી હસતા રહેવું. પ્રભુ અવશ્ય નિશ્ચયપૂર્વક આવશે જ એવો દૃઢ વિશ્વાસ રાખવો. જેવો રામાયણમાં સુતીક્ષ્ણનો ભાવ છે તેવો જ પ્રસન્નતાનો ભાવ રાખવો. સુતીક્ષ્ણને ખૂબ પ્રસન્નતા થઈ, તેમને દિશાભાન

પણ રહ્યું નહીં. તેઓ તો રસ્તા વચ્ચે જ બેસી ગયા અને ભગવાનના ધ્યાનમાં મસ્ત થઈ ગયા. ભગવાનના આગમનની પણ જ્યારે પરવા ન રહી તો ભગવાને તેમની ધ્યાનાવસ્થા હટાવી દીધી, એ પછી તેમણે આંખ ખોલી તો પ્રભુને પ્રત્યક્ષ સામે જોયા.

ક્યારેક હસવું અને ક્યારેક રડવું – મને તો આ બંને પ્રકારની રીતો મોટો લાભ આપનારી જણાય છે. મારે તો બધી ક્રિયાઓ સાથે કામ પડ્યું છે. બંને રીતો ઉત્તમ છે. ગમે તો બંને સાથે રાખવી; અર્થાત્ ક્યારેક રડવું અને ક્યારેક હસવું. ગમે તો એક જ રાખવી. અર્જુનમાં બંને ભાવ એકસાથે હતા. હનુમાનજીનો દાસ્યભાવ હતો, ગોપ-બાળકોનો સખ્યભાવ હતો. બંને ભાવ ઉત્તમ છે. રડો નહીં તોય અને હસો નહીં તોય ભગવાન તો આવી શકે છે; ભગવાન વિના ચાલશે નહીં – એવા ભાવવાળા આપણે થઈ જઈએ તો વગર બોલાવ્યે પણ ભગવાન આવી જશે.

અધિકાર-ભેદ અનુસાર, ભગવાનની ભક્તિનું સાધન અને નિર્ગુણ સાધન બંને માર્ગો સુગમ છે. મારે તો બંને સાથે કામ પડ્યું છે. એકીભાવે નિર્ગુણ પરમાત્મામાં મળી જવાની જેની ઇચ્છા હોય તેને માટે નિર્ગુણ ઉપાસનાનો માર્ગ સારો છે. ભગવાનનાં દર્શન કરવાની જેની ઇચ્છા હોય - ભગવાનના ગુણ-પ્રભાવમાં જેની પ્રીતિ હોય તે ભક્તિનો અધિકારી છે. સ્વભાવમાં જન્મ-જન્માંતરના સંસ્કારો કારણરૂપ બને છે. કોણ શાને લાયક છે એની ખબર તેની રુચિ અને શ્રદ્ધા પરથી પડે છે. સગુણની વાતો જેને પ્રિય લાગે તે સગુણ (ભક્તિ)નો અધિકારી છે, જ્યારે નિર્ગુણની વાત જેને પ્રિય લાગે તે નિર્ગુણ (ઉપાસના)નો અધિકારી છે. જેની બંનેમાં રુચિ હોય તેણે ભક્તિનું સાધન કરવું જોઈએ. આવી સ્થિતિમાં જપનું ફળ મળે છે. નિરાકારમાં વિશેષ રુચિ હોય તો સાધન નિરાકાર ઉપાસનાનું છે અને ફળ પણ નિરાકાર (બ્રહ્મ)નું હોય છે. ભક્તિમાં વિશેષ રુચિ હોય તો સાધન ભક્તિનું છે અને ફળ પણ ભક્તિ (ભગવત્પ્રાપ્તિ)નું હોય છે. જ્ઞાનમાર્ગીને ભગવાનની કૃપા થાય તો ભગવાનનાં દર્શન થઈ શકે છે, નહિતર નથી થતાં;

જ્યારે ભક્તિમાર્ગી જે રીતે ઇચ્છે છે તે રીતે તેને પ્રાપ્તિ થઈ જાય છે –

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૧/૫૪)

'હે અર્જુન! આ રીતે અનન્ય ભક્તિ દ્વારા મારાં પ્રત્યક્ષ દર્શન કરી શકાય છે, મને તત્ત્વતઃ જાણી શકાય છે તથા મારામાં પ્રવેશ પણ કરી શકાય છે.' ભોળા બાળક માટે માની તમામ વસ્તુઓ પ્રસ્તુત હોય છે; જ્યારે ચાલાક બાળક માટે મા પણ ચાલાક હોય છે. ભક્ત તો ભોળું બાળક છે; જ્યારે જ્ઞાની પ્રૌઢ છે. ભક્ત માટે તેની ભૂલ માફ છે; જ્ઞાની માટે તેની ભૂલ માફ નથી. વકીલ અને ન્યાયાધીશ માટે કાનૂનમાં એટલી માફી નથી હોતી, જેટલી ખેડૂત માટે હોઈ શકે છે. તેને દંડ થાય તોપણ થોડોક થાય છે. ભક્તિના માર્ગમાં ખુદ ભગવાન ઉદ્ધાર કરે છે, ઉદ્ધારમાં વિલંબને અવકાશ નથી; જ્યારે જ્ઞાનમાર્ગીએ સ્વયં પરિશ્રમ કરવો પડે છે.

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૩૪)

'હે અર્જુન! તત્ત્વને જાણનારા જ્ઞાનીજનોને તું યથોચિત દંડવત્ પ્રણામ કર તથા સેવાભાવે અને નિષ્કપટભાવે કરેલા પ્રશ્નો દ્વારા તું તે જ્ઞાનને જાણ. મર્મને જાણનારા તે જ્ઞાનીજનો તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે.'

જ્ઞાનમાર્ગમાં જ્ઞાનની પ્રાપ્તિ જ્ઞાનીના શરણે થવાથી થાય છે. ભગવાન અર્જુનને કહે છે – 'તું જ્ઞાનીજનો પાસે જા.' વાસ્તવમાં અર્જુનને જ્ઞાનીઓ પાસે મોકલવાની વાત નથી; પરંતુ આ પ્રકારે કહીને ભગવાને તેને સચેત કર્યો છે. બાકી, પહેલાંથી જ ભગવાને અર્જુનને પોતાનું રહસ્ય બતાવેલું છે –

**अजोऽपि सन्तव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।**
**प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममयया॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૬)

'હું અવિનાશી સ્વરૂપ અજન્મા હોવા છતાં પણ, તમામ પ્રાણીજીવો માટે હું ઈશ્વર હોવા છતાં પણ પોતાની પ્રકૃતિને આધીન કરીને યોગમાયા

દ્વારા પ્રગટ થાઉં છું.'

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૯)

'હે અર્જુન! મારો જન્મ અને મારાં કર્મ દિવ્ય અર્થાત્ અલૌકિક છે. આ રીતે જે મનુષ્ય મને તત્ત્વતઃ જાણે છે તે દેહ-ત્યાગ કર્યા પછી પુનર્જન્મને પ્રાપ્ત કરતો નથી, બલકે મને જ પ્રાપ્ત કરે છે.'

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन।**
**नानव्याप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૨૨)

'હે અર્જુન! જોકે મારે માટે ત્રણે લોકમાં કોઈ પણ કર્તવ્ય કર્મ નથી તથા કંઈ પણ પ્રાપ્ત થવાને પાત્ર વસ્તુ મને અપ્રાપ્ત નથી, તોપણ હું કર્મમાં જ વર્તું છું.'

આ બધી વાતો કહેવાથી અર્જુને ભગવાનના શરણે થવું જોઈતું હતું; તેમ થયું નહીં તેથી ભગવાને કહ્યું, 'તું જ્ઞાની-મહાત્માઓ પાસે જા.' અન્યથા, ભગવાનથી ઉત્તમ જ્ઞાની-મહાત્મા અન્ય કોણ હતું?

જ્ઞાનનું સાધન કરતાં કરતાં આ વાત બની ગઈ, અર્થાત્ ભૂલમાં માની લીધું કે બ્રહ્મની પ્રાપ્તિ થઈ ગઈ; પરંતુ જ્યારે સિદ્ધ પુરુષોનાં લક્ષણોને પોતાની સાથે મેળવી જોયાં ત્યારે ખબર પડી કે મનુષ્યની ઊંચી સ્થિતિ હોવા છતાંય તેને આવો ભ્રમ થઈ જાય છે. ભક્તિના માર્ગમાં તો શ્રદ્ધા અને પ્રેમની ઘણી વધારે જરૂર છે; જ્ઞાનના માર્ગમાં શ્રદ્ધા અને જ્ઞાનની વધુ જરૂર છે. ભક્તિમાં પ્રેમનું, જ્યારે જ્ઞાનમાર્ગમાં જ્ઞાનની સમજનું પ્રાધાન્ય છે. ભગવાનમાં રુચિ એનું નામ પ્રેમ છે. પ્રેમના માર્ગમાં બે વાતો છે : વિરહવ્યાકુળતા અને ભગવાન પર નિર્ભરતા. જેમ બાળક માતા પર નિર્ભર હોય છે તેમ પ્રેમીએ (પ્રેમીભક્તે) ભગવાન પર નિર્ભર થવાનું છે. જેવા સુતીક્ષ્ણ ભગવાન પર નિર્ભર હતા તેવા નિર્ભર થઈ જવાનું છે. નિર્ભર એવા થવાનું કે ભગવાને મળવા આવવું જ પડે. નિર્ભરતામાં પ્રસન્નતા હોય છે. ભરતજીમાં વિરહની વ્યાકુળતા છે –

**राम बिरह सागर महँ भरत मगन मन होत।**
**बिप्र रूप धरि पवन सुत आइ गयउ जनु पोत॥**
**जौं करनी समुझै प्रभु मोरी। नहिं निस्तार कलप सत कोरी॥**
**बीतें अवधि रहहिं जौं प्राना। अधम कवन जग मोहि समाना॥**

ભગવાનના વિરહમાં પ્રાણ ટકી શકતા નથી; માછલી પાણીના વિરહમાં વ્યાકુળ થઈને પ્રાણ આપી દે છે તેમ. આ વિરહ વ્યાકુળતાની શેષ સીમા છે. તે પોતાની તરફે મરી જાય છે; ભગવાને જિવાડવો હોય તો પ્રેમી ભક્તને જિવાડે. 'ભગવાનને જરૂર અર્થાત્ ગરજ હોય તો જિવાડે' – આવી રીતે પ્રાણ ન્યોછાવર કરી દેવા. રાત-દિવસ રડવું; વાત કરવી તો આ જ વિષયની કરવી. ગોપીઓ ઉદ્ધવ સાથે વાતો કરે છે તો કૃષ્ણ વિશેની જ કરે છે. વિરહવ્યાકુળતામાં એવી દશા થઈ જાય કે વિયોગમાં પ્રાણ ટકી રહેવા મુશ્કેલ બની જાય. જેમ કે, ભગવાન રાસ રમતાં રમતાં અંતર્ધાન થઈ ગયા! ગોપીઓના પ્રાણ જવાની જ્યારે ઘડી આવી ગઈ તો તત્કાળ ભગવાન પ્રગટ થઈ ગયા. ભરતજીના પ્રાણ જવા લાગ્યા તો ભગવાન પ્રગટ થઈ ગયા.

નિર્ભરતાના માર્ગમાં રોવાનું નથી, હસવાનું જ હસવાનું છે. પ્રહ્લાદની ભીતર રોવાનું નહીં મળે, કારણ કે તે નિર્ભર હતો. તેનામાં નિર્ભરતા અને નિર્ભયતા છે. ભગવાનને મળવા માટે પ્રેમીભક્તો ઉતાવળા હોતા નથી – ભગવાનને ગરજ હોય તો આવી મળે. રોવામાં કમજોરી છે.

રોવું બે પ્રકારનું છે : કરુણાભાવથી અને હર્ષથી. વિરહની વ્યાકુળતામાં વિરહનું દુઃખ છે, પણ આ દુઃખ સુખ છે. પરંતુ સ્વરૂપ તો દુઃખનું જ છે. તરસ્યો માણસ પાણીની ખોજ કરે છે, તેવી જ રીતે વિરહવ્યાકુળ મનુષ્ય ભગવાનની ખોજ કરે છે. બંને પ્રકારના ભક્તોનાં ઘણાંબધાં ઉદાહરણો મળે છે. અભેદ જ્ઞાન અને ભેદ ઉપાસના - બંને એકસાથે રહી શકતાં નથી; પણ ભક્તિના ભાવો તો સાથે રહી શકે છે. બધા પ્રકારો અને બધા ભાવો એકસાથે રહી શકે છે. ભગવાનમાં શ્રદ્ધા અને પ્રેમ અધિક પ્રમાણમાં વધી જાય તો ભગવાન તરત મળી જાય છે, વધુ વિલંબનું કામ નથી. ભગવદ્-વિષયક શ્રવણ, મનન અને કથન રાતદિવસ થતાં હોય તો ઘણી જલદીથી ભગવાન મળી જાય છે. અન્ય કોઈ વાત સારી લાગે જ નહીં.

એ અત્યંત મહત્ત્વનું છે કે ભગવાનમાં શ્રદ્ધા, પ્રેમ, તેમનાં નામ-સ્વરૂપ-લીલાનું સ્મરણ, ગુણ-પ્રભાવનું સ્મરણ - આ રાતદિવસ થયા કરતાં હોવાં જોઈએ. રાતદિવસ આ બધી વાતો કહેવામાં આવે - સાંભળવામાં આવે તો ઘણી જલદીથી કામ બની જાય. બીજી કોઈ વાત કરવામાં આવે નહીં, શોભનીય લાગે નહીં, રુચિકર લાગે જ નહીં. ભગવાનને મળવા માટે ખૂબ રડવું. ભક્ત ભગવાનને મળવા માટે અત્યંત વ્યાકુળ થઈ જાય તો ભગવાને તેને મળવું જ પડશે. ભગવાન તો ઈચ્છે છે કે કોઈ પણ રીતે પ્રગટ થઈને દર્શન આપું; પરંતુ તેઓ જુએ છે કે જેવી મારી ઈચ્છા છે તેવી સામાવાળાની પણ ઈચ્છા છે કે નહીં, ગ્રાહક છે કે નહીં. સામે ગ્રાહક નથી હોતો તો તેઓ રોકાઈ જાય છે. મહાત્મા પણ પોતાને પ્રગટ કરવા ઈચ્છે છે, પણ તેઓ જો સામાવાળાને કમજોર સમજે છે તો તેઓ પોતાને પ્રગટ કરતા નથી, પોતે છુપાઈ જાય છે. ભૂખ્યાને ભોજન જેટલું પ્રિય લાગે છે તેટલું પ્રિય ધરાયેલાને લાગતું નથી. ભૂખ્યા માણસને રોટલોય અત્યંત પ્રિય લાગે છે. ભગવાનનો નિયમ છે કે તેઓ પણ તડપાવી તડપાવીને આવે છે, સામાવાળાની તડપન જુએ છે. ભક્તની તડપન જોઈને તેમને ઘણી પ્રસન્નતા થાય છે. સ્ત્રીઓ પોતાની ખુશામત કરાવીને પ્રેમ કરે છે, પ્રેમ-લાલસાને ઘણી વધારાવે છે. લાલસા વધવાથી જ આનંદ આવે છે. ભગવાન અર્જુનને મળી રહ્યા છે ખરા, પણ તેનો તેમને એટલો આનંદ ક્યાં થાય છે? તેથી જ તો તેઓ પોતાનું તત્ત્વ કહી જણાવે છે. એ જ રીતે સંસારમાં ઘણા મહાત્માઓ છે, તેઓ પોતાને જાહેર કરતા નથી, તેથી લોકોને તો સાધારણ માણસ જેવા જ દેખાય છે. ભરત-રામનું મિલન, સુતીક્ષ્ણ-રામનું મિલન - એ ઘણી ઊંચી કોટિનાં મિલન છે. તડપાવી તડપાવીને ભગવાન મળ્યા છે, તેથી આ મિલન ઘણું આનંદદાયી છે. પ્રતીક્ષા કરવી - જેમ કે, આપણું કોઈ પ્રિયજન આવનાર હોય તો આપણે તેની પ્રતીક્ષા અને આશા કરીએ છીએ, એમાં પ્રસન્નતા હોય છે.

પ્રેમી બનવું એ તલવારની ધાર પર ચાલવા જેવું છે. એકદમ તત્પર બની જવું; આપણું જે કંઈ છે તે પ્રેમીજનનું છે અને પ્રેમીજનનું જે કંઈ છે તે આપણું છે; પરંતુ માત્ર એવો જ ભાવ નહીં રહેવો જોઈએ કે પ્રેમીજનનું જે કંઈ છે તે આપણું છે. આપણે તેના બનવાનું છે, તેની વસ્તુને આપણી

બનાવવાની નથી. આપણે આપણી જાતને તેની બનાવવાની છે. આવો ભાવ કેળવવો એ થોડું કપરું છે. અમે તો એવું જ ઇચ્છીએ છીએ કે તમે એવા બની જાઓ. જેને તમે પ્રેમ કરવા ઇચ્છો છો તેને પોતાનું સર્વસ્વ - ધનદોલત, પત્ની-પરિવાર અર્પણ કરી દો; પછી પ્રેમી તમને મારી નાખે, કાપી નાખે, કંઈ પણ કરે, બસ જોયા જ કરો. તમારો એવો ભાવ થવો જોઈએ કે પોતાને સમર્પણ કરી દઈએ. ફળની ઇચ્છાનો ત્યાગ કરીને વ્યવહાર કરવામાં આવે તો તે ઉત્કૃષ્ટ છે.

૧. પોતાનો પ્રતિ-ઉપકાર કોઈ કરે તો તે લેવો નહીં.

૨. બદલો વાળવા કોઈ પ્રતિ-ઉપકાર કરે તો તે લેવો નહીં.

ભગવાન મુક્તિ આપે તો તેનો પણ સ્વીકાર ન કરવો. ભક્તિ તો માગીને લેવી. કોઈ માણસ પ્રેમ કરવા આવે, ધનદોલત કે સાંસારિક કામ માટે કોઈ પણ પ્રકારનો સ્વાર્થ લઈને આવે તો તે આપણને એટલો પ્રિય નથી લાગતો. અધ્યાત્મવિષયક પ્રેમ હોય તો તે ઉત્કૃષ્ટ છે. પ્રેમ અધ્યાત્મવિષયક પ્રાપ્તિ માટે હોય તો તે ઉત્તમ છે; અને આપવા છતાં પણ કશું ન લે તે વધુ પ્રિય છે. આપણને તો ઠગનારો પ્રિય નથી, ઠગાઈ જનારો પ્રિય છે. આપણને જેટલા મળે છે, ઠગનારા મળે છે; પૂરો વિશ્વાસ કેળવીને નથી મળતા, કશુંક હાથમાં રાખીને મળે છે. વિશ્વાસ એ છે કે તેની પર નિર્ભર થઈ જવાય. કશુંક હાથમાં રાખવું એ છે કે થોડીક પોતાની બુદ્ધિ પણ સાથે રાખવી. ઓછી મહેનત કરીને મજૂરી વધારે લેવી એ ઠગાઈ છે; પરિશ્રમ પ્રમાણે મજૂરી લે તે વેપારી છે; જ્યારે પરિશ્રમ કરીને મજૂરી ન લે એ ત્યાગી છે. આપવા છતાં પણ જે ન લે એ ઉદાર છે. હું ઉદારને ભક્ત માનું છું. ભગવાન સર્વ ભક્તોને ઉદાર કહે છે –

**उदाराः सर्व एवैते।**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૭/૧૮)

**मोरे मन प्रभु अस विस्वासा। राम तें अधिक राम कर दासा॥**

~~~~
~~~~

# શરણાગતિ

શરણાગતિનું સાધન ઘણું સરળ છે. ભગવાનમાં વિશ્વાસ થઈ જાય; એવો નિશ્ચય થઈ જાય કે ભગવાન છે, મળે છે, મળ્યા છે – આવા વિશ્વાસના બળ થકી ઘણુંબધું કામ બની જાય છે. આવો વિશ્વાસ રાખનારા વડે, પછી કોઈ પાપ બનવા પામતું નથી. 'ભગવાન છે' એટલા ભાવમાત્રથી પણ કામ ચાલી શકે છે. જેમ કે, 'ભૂત છે' – ક્યાંક અંધારામાં ગયા તો ભૂતવિષયક ભયના વિકારોની પ્રતીતિ થવા લાગે છે. ભૂતની સત્તા અર્થાત્ અસ્તિત્વનો સ્વીકાર કરી લીધો તો ભય છે. જેમ ભૂતના અસ્તિત્વનો સ્વીકાર કરવાથી ભય છે, તેવી જ રીતે ભગવાનની સત્તાનો અર્થાત્ અસ્તિત્વનો સ્વીકાર કરી લેવામાં આવે તો નિર્ભય થઈ જવાય છે. નિર્ભય બની જનારથી પાપ બનવા પામતાં નથી. તેને ઘણી ધીરતા, ગંભીરતા, ઉત્સાહ, શાંતિ, આનંદ મળે છે. ભગવાન છે અને તેઓ પ્રાપ્ત થાય છે, તેથી આપણે પણ પ્રયત્ન કરવો જોઈએ; વળી, આપણો પ્રયત્ન ઘણો પ્રબળ હોવો જોઈએ. જો ખબર પડી જાય કે જંગલમાં સિંહ છે તો આપણે કેટલા સતર્ક થઈ જઈએ છીએ? ભગવાનના પ્રાપ્ત થવાથી ઘણી જ શાંતિ અને નિર્ભયતા થઈ જાય છે. સિંહના મળવાથી ભય થાય છે, ક્યાંક ક્યાંક તો હાર્ટફેલ થઈ જાય છે (હૃદય બંધ પડી જાય છે). સિંહના મળવાથી શાંતિ-ભંગ થઈ જાય છે, જ્યારે ભગવાનને જોવાથી નિર્ભયતા થઈ જાય છે. 'ભગવાન છે' – આ વાત માની લેવી. તમે કહો છો કે અમે તો માનીએ છીએ કે ભગવાન છે; પરંતુ વાત એવી છે કે તમે ભગવાન છે એમ માનો છો તે થોડા અંશે માનો છો; કારણ કે તમારાથી પાપ થાય છે. ભગવાનના દરબારમાં લાંચરુશવત, સાક્ષી, સાહેદીની જરૂર નથી; આવી સ્થિતિમાં એમ જ સમજવું જોઈએ કે આપણને ભગવાન પર પૂરો વિશ્વાસ નથી. તેથી 'ભગવાન છે' એ વાતમાં વિશ્વાસ કરવો જોઈએ. શાસ્ત્ર, મહાત્મા અને તર્કબુદ્ધિ દ્વારા માની લેવું જોઈએ કે બધી જગ્યાએ ભગવાન આપણાં ક્રિયાકર્મ

જોઈ રહ્યા છે. આવું માનનારાથી પાપ થતાં નથી. તેની ક્રિયા શાસ્ત્રને અનુકૂળ જ બની જાય છે; આ પણ શરણનું જ એક અંગ છે. આનાથી ઉત્તમ છે ભગવાનની આજ્ઞાનું પાલન કરવું. એનાથી પણ ઉત્તમ વાત એ છે કે ભગવાનને કદી પણ ભૂલવા નહીં; ભગવાનના વિધાનમાં અર્થાત્ ભગવાન જે કંઈ કરે તેમાં પ્રસન્ન રહેવું; કોઈ ઘટના, પદાર્થ આવી મળે તો તેમાં પ્રસન્ન રહેવું –

**यदृच्छा लाभसन्तुष्टः।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૨૨)

જે ભગવાન પર નિર્ભર રહે છે તે હરહંમેશ પ્રસન્ન રહે છે. ભગવાનને શરણે થવું, ભગવાનના ભક્ત થવું એ ઘણી સારી વાત છે. ઉચ્ચ કોટિના ભક્ત તેઓ છે કે જેમનાં દર્શન, સ્પર્શ તથા શ્રવણથી ભગવાનનું સ્મરણ થાય – તેઓ સૌથી ઉત્તમ છે. ભગવાન છે, તેઓ સર્વોપરિ છે એમ જાણીને ભક્તિ કરવામાં આવે, તો પછી ભક્તનો ઉદ્ધાર થાય છે એમાં કોઈ સંદેહ નથી. ભગવાન કહે છે –

**यो मामेवमसम्मूढो जानाति पुरुषोत्तमम्।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૫/૧૯)

'જે મનુષ્ય મને (ક્ષર-અક્ષરથી અતીત) પુરુષોત્તમ સમજે છે તે સર્વજ્ઞ મનુષ્ય સર્વ પ્રકારે મને જ ભજે છે.' પરંતુ જો તે બીજી વસ્તુનું સેવન-ભજન કરે છે તો એ તે વસ્તુનું ભજન કરે છે, ભગવાનનું નહીં.

એક જ વાત સર્વોત્તમ છે – ભગવાનનું સ્મરણ; મનથી ભગવાનના નામ-રૂપનું સ્મરણ, એમનું જ ધ્યાન હરહંમેશ થયા કરે. ચિંતન એ ધ્યાન પહેલાંની અવસ્થા છે, તેથી ચિંતનને પણ ધ્યાન કહો તો કોઈ વાંધો નથી. જે ભગવાનને નિરંતર ભજે છે તેનામાં આપમેળે બધા ગુણો આવી જાય છે અને તેનામાંથી દુર્ગુણો ભાગી જાય છે તથા ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. ભગવાને કહ્યું છે –

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૮/૧૪)

'જે મનુષ્ય અનન્યભાવે નિત્ય-નિરંતર મારું સ્મરણ-ભજન કરે છે તેને હું સરળતાથી પ્રાપ્ત થઈ જાઉં છું.' નિરંતર સ્મરણ કરવાથી ભગવાન પ્રાપ્ત થઈ જાય છે, એ વાત તો બરાબર છે; પરંતુ નિત્ય સ્મરણ રહેવું મુશ્કેલ છે. જો તમારી સમજમાં એવું વસી જાય કે નિરંતર સ્મરણ કરવાથી ભગવાન મળે છે તો નિરંતર સ્મરણ કરવાનું સુલભ થઈ જશે. વળી, ભગવાનના મળ્યા વિના મનુષ્યને ચાલી શકે જ નહીં, આવું જે સમજે છે તે જ તેમની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે. પછી તો હંમેશ માટે સુખ-શાંતિ મળી જાય છે. એવો એક વિશ્વાસ થઈ જાય કે ભગવાન સમાન કોઈ વસ્તુ નથી, ભગવાનના મળ્યા વિના આપણી દુર્ગતિ થશે, સુખ-શાંતિ નહીં મળે – તો ભગવાન મળી શકે છે. નિરંતર સ્મરણ કરવાથી ભગવાન મળી શકે છે એવો નિશ્ચય થઈ જાય તો આપોઆપ નિરંતર ભજન થતું રહેશે. આ એક અછેદ્ય (અકાટ્ય) વાત છે.

એક વાત ઘણી મહત્ત્વની છે – આ વાત સમજાઈ જાય તો પરમાત્માની પ્રાપ્તિ અવિલંબ અર્થાત્ તરત જ થઈ જાય છે. આપણા અનેક જન્મો થઈ ગયા, પરંતુ આપણને પરમાત્માની પ્રાપ્તિ થઈ નહીં એનું શું કારણ? ભગવાન કહે છે –

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।**
**साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૯/૩૦)

'જો કોઈ અત્યંત દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને નિરંતર ભજે છે તો તે મનુષ્યને સાધુ જ માનવાનું યોગ્ય છે; કારણ કે તે યથાર્થ નિશ્ચયવાળો છે.' આપણે પાપી હોઈએ તોપણ ઉદ્ધાર થઈ જાય છે, આપણે જો મૂર્ખ હોઈએ તોપણ ભગવાન મૂર્ખને બુદ્ધિયોગ કરી આપે છે. એમ થવાથી પણ કલ્યાણ થઈ જાય છે –

**ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૦/૧૦)

મહાત્માના સંગથી પણ ઉદ્ધાર થઈ જાય છે –

**अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते।**
**तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૩/૨૫)

'પરંતુ એમનાથી વિપરીત અર્થાત્ જેઓ મંદબુદ્ધિવાળા મનુષ્યો છે તેઓ આ પ્રકારે જાણતા નહીં હોવાથી બીજાઓ પાસેથી અર્થાત્ તત્ત્વને જાણનારા પુરુષો પાસેથી સાંભળીને પણ તદનુસાર વર્તે છે અને તેવા શ્રવણપરાયણ પુરુષો પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ તરી જાય છે.'

નહીં જાણનારાઓ માટે પણ ઉપાય છે. મૂર્ખને ભગવાન બુદ્ધિયોગ આપે જ છે. જેઓ ભગવાનને પ્રેમપૂર્વક ભજે છે તેમને ભગવાન બુદ્ધિયોગ આપે છે. આપણે જો દીન છીએ તો તેઓ દીનદયાળ છે. આપણે જાતથી અધમ હોઈએ તોપણ ભગવાનની પ્રાપ્તિ થવી જ જોઈએ. ભગવાને કહ્યું છે –

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૯/૩૨)

'હે અર્જુન! સ્ત્રી, વૈશ્ય અને શૂદ્ર આદિ તથા પાપયોનિવાળા, જે કોઈ પણ હોય તેઓ પણ મારા શરણમાં આવીને પરમ ગતિને પ્રાપ્ત કરે છે.' શાસ્ત્રોમાં બધાંને માટે (ઉદ્ધાર થવાના) ઉપાયો બતાવ્યા છે, પરંતુ એક દોષનો કોઈ ઉપાય નથી; જે સાધન કરવામાં મન-ચોરી કરે છે, આળસુ છે તેના માટે ક્યાંય કોઈ ઉપાય નથી. આળસનો દોષ હંમેશથી ચાલતો આવ્યો છે, તેથી આપણો ઉદ્ધાર નથી થયો. જ્યાં સુધી આ દોષ રહેશે ત્યાં સુધી ઉદ્ધાર થઈ શકશે નહીં. શરીર-ઇન્દ્રિયોને કદી પણ આરામ ન આપવો; કારણ કે ભગવાન એને માટે કહે છે –

**मोघं पार्थ स जीवति।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૧૬)

'હે અર્જુન! તે (પ્રમાદી મનુષ્ય) વ્યર્થ જ જીવે છે.'

ઇન્દ્રિયોના આરામને લીધે જ આપણી દુર્દશા થઈ છે અને થઈ રહી છે. જ્યાં સુધી મન, બુદ્ધિ, શરીર અને ઇન્દ્રિયોમાં આરામ-બુદ્ધિ (અર્થાત્

પ્રમાદીપણું) છે ત્યાં સુધી ભગવાનના ભજનમાં અવરોધ છે. ભજન સર્વોત્તમ કર્મ છે; ભજન-ધ્યાન ઉત્તમોત્તમ ક્રિયા છે, એમાં જ હરહંમેશ પોતાનો સમય વિતાવવો જોઈએ. ભગવાન રોગી, બીમાર, મૂર્ખ, અધમ, દીન-દુઃખી, જાતિ અને આચરણમાં નીચ, બાળક, વૃદ્ધ, યુવાન - તમામને મદદ કરે છે; પરંતુ જે સાધન કરવામાં મનચોરી કરે છે તેને માટે ભગવાન તરફથી કોઈ માફી કે છૂટ નથી. આપણું કર્તવ્ય તો નિત્ય નિરંતર ભજન કરવું એ જ છે, બાકી બધો ભાર ભગવાન ઉપર છે.

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૮/૧૪)

'જે મનુષ્ય મારામાં અનન્ય ચિત્તે સ્થિત થયેલો નિરંતર મારું સ્મરણ કરે છે તેવા નિરંતર મારામાં યુક્ત રહેલા યોગી માટે હું સુલભ છું.'

શાસ્ત્રોમાં ભગવત્પ્રાપ્તિ માટેનાં ઘણાંબધાં સાધન બતાવ્યાં છે; પરંતુ ભગવાને તો કહ્યું છે – બધું છોડો, કેવળ એક મારું જ ભજન કરો; અને એ પણ જો તમે છોડી દો છો તો પછી ભટકવાનું ને ભટકવાનું જ છે. આમાં ઊણપ રહેશે તો ભગવાન મળશે નહીં. મન-ઇન્દ્રિયોને બેકાર ન રહેવા દેવાં, હરહંમેશ તેમની પાસેથી કામ લેતા રહેવું. મનથી હરહંમેશ ભગવાનનું ચિંતન કરવું અને બુદ્ધિથી ભગવાનને મળવાનો નિશ્ચય કરવો; શરીર-હાથોથી ભગવાનની સેવા કરવી તથા કાનોથી ભગવાનનાં નામ-ગુણોનું શ્રવણ કરવું. આ રીતે બધી ઇન્દ્રિયોને કામે લગાડવી. આ બધી વાતો સાંભળવાથી આનંદ, રસાસ્વાદ મળે છે. ભગવાનની પ્રાપ્તિનો માર્ગ ઘણો સુલભ અને સુગમ છે, (પરંતુ) બધા લોકો એનાથી હાથ ધોઈ બેઠા છે. આપણામાં જે કમી છે તે પરમાત્માની પ્રાપ્તિ માટેનો પ્રયત્ન કરવાની કમી છે. આ કમી (ઊણપ) મિટાવી દઈએ તો ભગવાન હાજર છે, તેઓ તરત જ દર્શન આપે છે. ભગવાને નિયમ બનાવ્યો છે કે ચશમપોશીવાળાને દર્શન આપવાં નહીં. તેથી ચશમપોશી પર નિયંત્રણ રાખવું જોઈએ. આવું નિયંત્રણ એ મનુષ્યના હિત માટે છે. પણ આપણે આ દયાના તત્ત્વને સમજતાં નથી. મનુષ્યમાં બુદ્ધિ ઓછી

છે, તો એ માટે પણ વ્યવસ્થા થઈ શકે છે. રોગ-બીમારી હોય તો બધું માફ છે, પરંતુ શક્તિ હોવા છતાં કોઈ કામ ન કરે તો માલિક તે સહન નથી કરી શકતો. મનચોરી કરવી એ ચશમપોશી છે. તે ક્યાંય પણ સારી નથી લાગતી. માલિક બધું સહન કરી શકે છે, પણ ચશમપોશીને નહીં. જેનામાં બળ-બુદ્ધિ ન હોય તે ક્ષમાપાત્ર છે, પણ શક્તિ હોવા છતાં પણ કામમાં મનચોરી કરે તેને માટે ક્યાંય પણ માફી નથી. આવી મનચોરીને મિટાવવાનો માલિક પ્રયત્ન કરે છે, લાલચ આપે છે – ભય દેખાડે છે અને તેમ છતાં પણ જો તે સમજે નહીં તો માલિક તેને ફારેગ કરી દે છે. તેવી રીતે ભગવાન પણ મનચોરી કરનારને ફારેગ કરી દે છે. ભગવાનને ત્યાં બીજા બધા ગુનાઓ માફ થઈ જાય છે, ચશમપોશીના ગુનાને પણ એક-બે વાર તો માફ કરી દેવાય છે; પરંતુ અંતે તો તેને ફારેગ કરી દેવો જ પડે છે. આ વાત ક્યાંય પણ લાગુ પાડી શકાય છે. માલિક નોકરને, ગુરુ શિષ્યને, ભગવાન ભક્તને ફારેગ કરી દે છે. આપણામાં સૌથી મોટો દોષ આળસનો છે. બીજા બધા દોષ મોજૂદ હોય તોપણ ભગવાન માફ કરી દે છે, એટલે કે હવે પછી દોષ નહીં થાય એવો એકરાર (અર્થાત્ નિશ્ચય) કરવાથી માફ કરી દે છે. આળસ જ્યાં સુધી કરી ત્યાં સુધી કરી, પણ હવે પછી નહીં કરવાનો એકરાર કરવામાં આવે તો માફી છે. માટે, હરહંમેશ કામ કરતા રહેવું, નકામા બેસી નહીં રહેવું. હરહંમેશ શરીર પાસેથી કામ લેતા રહેવું. શરીર મોટરગાડી જેવું છે અથવા તો ઈજારા પર લીધેલી સોનાની ખાણ જેવું છે. એનું મૂલ્ય પહેલાં વસૂલ કરી લેવાયું છે, અને એ પછી મનુષ્યશરીર મળ્યું છે. એમાંથી જેટલું સોનું કાઢવા ઈચ્છો તેટલું કાઢી લો. જે કાઢ્યું તે તમારું. મુદત વીતી ગયા પછી કશું કાઢી શકશો નહીં. આ શરીર રત્નોની ખાણ છે, તેમાંથી મુદત વીતી જાય તે પહેલાં જ બધાં રત્નો જલદી-જલદી કાઢી લેવાં જોઈએ; આ શરીરની મુદત ક્યારે પૂરી થશે તેની ખબર નથી, તેથી વહેલામાં વહેલી તકે કાઢી લેવાં જોઈએ. ઉત્તમ ભાવ, ગુણ, ભજન, ધ્યાન – આ રત્નો કાઢી લેવાની જરૂર છે. આ બધું ન થઈ શકે તો કેવળ એક ભગવાનનું નિરંતર સ્મરણ કરવાનો સંકલ્પ કરી લેવો. તમારા તરફથી જેટલો વધારે પ્રયત્ન થશે

એટલી જલદીથી ભગવાનની પ્રાપ્તિ થશે. ભગવાને ઘોષણા કરી છે –

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૧૧)

ભગવાનને જેમ તમે ચાહો છો તેવી જ રીતે ભગવાન પણ તમને ચાહે છે. તેથી સાધન કરવું જોઈએ. તમે કહેશો કે અમે તો શક્તિ પ્રમાણે સાધન કરીએ છીએ પણ ભગવાન તો મળ્યા નહીં. પરંતુ વાત એવી છે કે તમારી શક્તિ તો ઘણી વધુ છે, પણ તમે એ બધી શક્તિ લગાડીને પ્રયત્ન કરતા નથી. માટે બળ લગાવીને પ્રયત્ન કરો. તમે પોતાના આત્મામાં વિચારશો તો તમારી ત્રુટિ તમને જણાઈ આવશે, ઊણપ જણાઈ આવશે. ધ્યાન-સહિત નામ-જપ કરવામાં આવે તે ઉત્તમ છે, નિષ્કામભાવે કરવામાં આવે તો વળી વધુ ઉત્તમ છે. તમારી તાકાત છે, તમે કરી શકો તેમ છો. તેથી તો ભગવાને કહેલું છે. આ બધી વાતો વિચારીને, તમારામાં જે કાંઈ ઊણપ છે તે ઊણપ દૂર કરવી જોઈએ. ઈન્દ્રિય-આરામને કારણે તમારામાં જે આળસ છે, વિષયલોલુપતાને કારણે ચશમપોશી છે તે સાધનમાં વિઘ્નકર્તા છે, તેને દૂર કરવી જોઈએ. તેને દૂર કરીને ભગવાનમાં મન જોડવું જોઈએ.

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्।**<br>
**अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૩૫)

'હે મહાબાહો! નિઃસંદેહ જ મન ચંચળ છે અને ઘણી મુશ્કેલીથી વશ થનારું છે. પરંતુ હે કુન્તીપુત્ર અર્જુન! અભ્યાસથી એટલે કે એને સ્થિર કરવા માટેનો પ્રયત્ન વારંવાર કરવાથી અને વૈરાગ્યથી એ વશ થાય છે.' વશ થયેલા મનનું ભગવાનમાં જોડાઈ જવું એ ઘણું જ સહજ છે.

એક વધુ તાત્ત્વિક વાત બતાવવામાં આવે છે. જ્યારે એકાંતમાં ભજન-ધ્યાન માટે આપણે બેસીએ છીએ તો આળસ આવે છે. આ પણ ઈન્દ્રિય-આરામ છે અને તે ખરાબ આદત છે. નિદ્રા દૂર કરવા માટે સાધકો પોતાની ચોટલી બાંધી દેતા હોય છે કે જેથી નિદ્રા આવે તો ઊઠી જવાય. દરેક રીતે આરામ-આળસ દૂર કરવાં જોઈએ. શરીરનો આરામ આપણને ડુબાડનારો, ભટકાવી મૂકનારો

અને દુર્ગતિ કરાવનારો છે. ખરેખર જો પોતાનું કલ્યાણ ઈચ્છતા હો તો આરામ દૂર કરવો જોઈએ. ભગવાનનું ધ્યાન કરતી વખતે આસન લગાવીને બેસવાનું તથા દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગ પર રાખવાનું આ કારણે જ કહ્યું છે કે જેથી નિદ્રા ન આવે. આળસને દૂર કરવા, આળસને આવતી અટકાવવા માટે આમ કહેવાયું છે. સમયને બરબાદ ન કરવા એમ કહેવાયું છે કે -

**समं कायशिरोग्रीवम्।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૧૩)

'શરીર, માથું અને ગરદનને સમ રાખવાં.' આપણે તો ભગવાન કરતાં પણ વધારે ચાલાક રહ્યા કે રસ્તો ખોળી લઈએ છીએ. ભગવાન આપણા હિત માટે કોઈ પ્રતિબંધ લગાવે છે તો આપણે એમાંથી છૂટવાનો વળી કોઈ રસ્તો ખોળી કાઢીએ છીએ. છેવટે તો આળસ છોડવાથી જ સાચો રસ્તો મળી આવે છે. ભોગોમાં રમમાણ રહેનારાઓને ભગવાને મૂર્ખ ગણાવ્યા છે, ઈન્દ્રિય-આરામ કરનારાઓને ચોર કહ્યા છે. ભગવાન કહે છે કે 'હું એ લોકોને વારંવાર ઘોર નરકમાં નાખું છું, તિર્યક્ યોનિઓમાં પટકું છું.' પણ આપણે એમની વાતો પર ધ્યાન આપતા નથી. ભોગ, એશ-આરામ, સ્વાદ, શોખ – આ બધાં અવરોધ કરનારાં જ છે. વૈરાગ્યરૂપી શસ્ત્ર હાથ લાગે તો એ બધાંને કાપી શકાય છે. વૈરાગ્ય અભ્યાસથી થાય છે અને અભ્યાસ વૈરાગ્યથી વધતો રહે છે. હાથમાં લાકડી લઈને, ગોવાળની જેમ ઈન્દ્રિયોરૂપી ગાયોની રખેવાળી કરવી જોઈએ. બીજાઓનાં ખેતર ભેળાવવાને કારણે જ કેદ મળી રહી છે. પંચભૂત-પંચવિષય – આ તમારાં નથી. તમે એમાં ઘર કરી બેઠાં છો, બીજાના ઘરમાં હક કરી બેઠાં છો, તેથી એમાંથી તમને બહાર કાઢી મૂકવામાં આવશે. પંચભૂત દેહ જડ વસ્તુ છે, તમે ચેતન છો, તો પછી એ તમારો કેમ હોઈ શકે? તમે બહાર કાઢી મુકાશો. તેથી પહેલાંથી જ જો તમે તે છોડી દેશો તો તમારી ફજેતી નહીં થાય. પંચભૂતોએ તમારા પર તાકીદ કરી છે, હુકમ થતાં જ તમને કાઢી મૂકવામાં આવશે. તારીખની તો ખબર નથી, પણ જરૂરથી તમને કાઢી મૂકવામાં આવશે. આ વાત સમજીને પોતાનો એમના પરનો હક જો પહેલાંથી જ છોડી દેશો તો ફજેતી નહીં થાય. પંચવિષય પણ તમારી

વસ્તુ નથી. એમનો ઉપભોગ કરો છો તો તેને લીધે તમારે વિવિધ યોનિઓમાં ભટકવું પડશે. તમે બીજા પર હક કરો છો, તમે ચોરી કરો છો.

દેવતાઓએ આપેલા પદાર્થ તેમને અર્પણ કર્યા વગર તમે ખાઓ છો – એ ચોરી છે. પંચમહાયજ્ઞ કર્યા પછી જો ભોજન કરો છો તો તે અમૃત છે, ચોરી નથી. માતાપિતા મરણ પામે એ પછી તેમની સંપત્તિ તમે ભોગવો છો, પરંતુ તેમના માટે શ્રાદ્ધ-તર્પણ નથી કરતા, તો તે ચોરી છે. સંસારના ભોગોને ભોગ-દૃષ્ટિએ ભોગવવામાં આવે તો તે નાલાયકી છે. ન્યાયયુક્ત પરિશ્રમ કરીને હકનો પૈસો લેવામાં આવે તો તે પાપ નથી. શરીરના નિર્વાહના હેતુમાત્રથી કર્મ કરવામાં આવે તો પાપ નથી લાગતું. સ્વાદ, ભોગ, આરામની વૃત્તિથી કર્મ થાય એ અપરાધ છે, શરીર-નિર્વાહના હેતુથી કર્મ થાય તો પાપ નથી લાગતું.

**माता च कमला देवी पिता देवो जनार्दनः।**
**बान्धवा विष्णुभक्ताश्च स्वदेशो भुवनत्रयम्॥**

અહીં ચાર વાતો બતાવાઈ છે. 'કમલા દેવી માતા છે, ભગવાન જનાર્દન પિતા છે, ભક્તજનો ભાઈઓ છે અને ત્રિલોક આપણો સ્વદેશ છે.' આ ચાર વાતો જે કહી છે તેમાંથી એકેય વાત માનવામાં આવતી નથી. એક વાત માનવામાં આવે તોપણ કલ્યાણ છે. કમલા ઈશ્વરની શક્તિ છે, ઐશ્વર્ય-લક્ષ્મી છે. ભોગ-શક્તિ એ ઈશ્વરની શક્તિ છે, તે માતા છે. માતાની સેવા કરવી, પ્રણામ કરવા એ કર્તવ્ય છે. ભગવતી માતા પ્રત્યે આપણો વ્યવહાર વિપરીત છે. ભગવાનની શક્તિ માયા છે, એનો વિસ્તાર એશ-આરામ, ભોગ છે. પ્રકૃતિ ભગવાનની ભાર્યા છે, આપણી માતા છે. શરીરનિર્વાહ કરવો એ ન્યાય છે, માતા દ્વારા પાલન થાય એ પાપ નથી.

**निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः।**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૪/૨૧)

'જેણે અંતઃકરણ અને શરીર જીતી લીધાં છે તથા સમસ્ત ભોગોની સામગ્રી ત્યજી દીધી છે તે કામનારહિત મનુષ્ય કેવળ શરીરસંબંધી કર્મ કરતો

રહીને પણ પાપને પ્રાપ્ત કરતો નથી.'

શરીર-નિર્વાહના હેતુમાત્રથી કર્મ કરવું એ ન્યાય છે; પરંતુ તેને ભોગવૃત્તિથી ભોગવવામાં આવે તો તે પાપ છે, અપરાધ છે. તેવો ભોક્તા નરકમાં જાય છે. શરીરનિર્વાહના હેતુથી ઉપયોગ થાય તો મુક્તિ થાય છે. પ્રકૃતિમાતા મુક્તિ અને ભુક્તિ આપનારી છે; જેઓ મુક્તિ ઇચ્છે છે તેમને મુક્તિ આપે છે અને જેઓ ભુક્તિ ઇચ્છે છે તેમને ભોગ આપે છે. ભોગવનારો જન્મતો અને મરતો રહે છે. દરેક વસ્તુ બાબતે ખ્યાલ રાખવો જોઈએ. વસ્તુ, જો એના ઉપભોગનું પ્રયોજન શરીર-નિર્વાહ માટેનું જ રખાય તો મુક્તિ આપનારી છે, પરંતુ એમાં જો સ્વાદ-વૃત્તિ હશે તો તે નરકમાં લઈ જનારી છે. બધી બાબતોમાં આમ સમજવાનું છે.

**सन्तुष्टो येनकेनचित्।**[१] **यदृच्छालाभसन्तुष्टः।**[२]

'**पिता देवो जनार्दनः।**' - પિતાની આજ્ઞાનું પાલન કરવું જોઈએ, તેમની સેવા કરવી જોઈએ. તેમની સૌથી ઉત્તમ સેવા છે – તેમની આજ્ઞાનું પાલન કરવું. એમનાં ગુણગાન કરવાં જોઈએ, પરંતુ આપણે એવું કરતા નથી; અને તેમ છતાં પિતા આપણને માફ કરી દે છે.

**जन अवगुन प्रभु मान न काऊ। दीनबंधु अति मृदुल सुभाऊ॥**

ભગવાન દીનહીનોના સુહૃદ્ છે. આ વાત ખ્યાલમાં રાખીને પોતાનું શરીર પિતાને સમર્પણ કરી દેવામાં આવે, તો પછી એમ કરનારનો ઉદ્ધાર થાય એમાં કોઈ શંકા નથી. આ પણ આપણે કરતા નથી.

'**बान्धवा विष्णुभक्ताः।**' બધાં જ ભગવાનનાં માણસો છે. આ બધાં આપણાં બંધુજનો છે – વહેંચણી બરાબર ન્યાયપૂર્ણ કરવી જોઈએ. કોઈ વસ્તુ આપણને મળે તેને વહેંચીને ખાઈએ તો તે ભાઈચારો છે. બલિવૈશ્વદેવ, તર્પણ કરવામાં આવે છે એ જ બધાંને ખવડાવ્યા પછી ખાવું એ છે અને તે ઉત્તમ છે. બીજી વાત એ છે કે (એવી ભાવના રાખવી જોઈએ કે) આપણને કોઈ વસ્તુ મળે તો તે આપણા ભાઈઓને પણ મળે. પરંતુ આપણે

૧. શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૨/૧૯. ૨. શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૨૨.

તો એવું વિચારીએ છીએ કે આપણને જ મળે અને બીજાંઓ જ્યાં જવું હોય ત્યાં જાય!

બધાંની સાથે સમતાભર્યો વ્યવહાર કરવો – આ સૌથી મોટી ચીજ છે. વ્યવહાર કરતી વેળા, બધી જગ્યાએ આવી સમતા હોવી જોઈએ.

ચોથી વાત છે – '**स्वदेशो भुवनत्रयम्।**' સમાન ભાવે બધાંનો અધિકાર હોય. પરંતુ આપણી એ નીચતા છે કે આપણે એમાંનો થોડો-ઘણો ભાગ આપણા હકનો, આપણા ઘરનો બનાવી લઈએ છીએ. ભક્તનાં લક્ષણો છે –

**अनिकेतः स्थिरमतिः।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૨/૧૯)

શરીરરૂપી ઘર કે મકાનમાં મમતા અને અભિમાન નહીં હોવાં જોઈએ. ત્રિલોકના સ્વ-રાજ્યને છોડીને આપણે એક જગ્યાએ અધિકાર જમાવીએ છીએ એ તો આપણી મૂર્ખામી છે. તેથી પોતાના શરીર પર કે ઘર પર અધિકાર જમાવવો જોઈએ નહીં. ક્યાંય પણ બેઠા, ક્યાંય પણ ઊંઘી ગયા, કશો ફરક નહીં.

એક ફકીર બાદશાહના મહેલને ધર્મશાળા સમજીને એમાં રોકાઈ ગયો. બાદશાહે જણાવ્યું તોપણ ફકીરે તો એમ જ કહ્યું કે પહેલાં પણ આ મહેલને હું ધર્મશાળા સમજતો હતો અને અત્યારે પણ ધર્મશાળા જ સમજું છું, જેમાં અનેક દાદા-પરદાદા રહી ચૂક્યા છે. અત્યારે તમે રહો છો, આગળ ઉપર તમારા પુત્રો-પૌત્રો રહેશે. તો પછી આ ધર્મશાળા નહીં તો બીજું શું છે? તેથી સમજવું જોઈએ કે ત્રિલોક આપણો સ્વદેશ છે; કોઈ એક જગ્યાએ આપણો હક જમાવવાનો નથી.

આ ચાર વાતો છે. તેમાંની ચારેયને ખપમાં લેવાય તો સારું છે અને એ ચારમાંથી કોઈ એકને પણ ખપમાં લેવાય તોપણ બેડો પાર છે. આ શ્લોક યાદ રાખવો જોઈએ –

**माता च कमला देवी पिता देवो जनार्दनः।**
**बान्धवा विष्णुभक्ताश्च स्वदेशो भुवनत्रयम्॥**

~~~~
~~~~

# એકનિષ્ઠ ભક્તિ

ભગવાન જો પોતાના બિરદને, પોતાની ટેકને લક્ષમાં લે તો આપણે તેમનાં દર્શન પ્રાપ્ત કરવાને પાત્ર છીએ જ. પરંતુ આપણાં કાર્યો, શ્રદ્ધા અને પ્રેમને જો તેઓ લક્ષમાં લે તો આપણે તેમનાં દર્શનને પાત્ર ઠરતા નથી. ભગવાન તરફથી દયા-પ્રેમની કોઈ ખોટ નથી. ભગવાનના આગમન પહેલાં વારંવાર ખૂબ રોમાંચ થાય છે. આવો રોમાંચ થવો એ શુભ લક્ષણ છે. જેમ કે, ભરતજી મહારાજ વારંવાર હર્ષિત થાય છે, તેમની જમણી આંખ અને જમણી ભુજા ફરકે છે એ શુભ છે. પણ રોમાંચ થવો એ તો એથીય ઊંચી વાત છે. સુતીક્ષ્ણમાં ઘણી પ્રસન્નતા હતી. જેનું અંતઃકરણ શુદ્ધ હોય, જેનાં શ્રદ્ધા-પ્રેમ અધિક હોય એટલો જ અધિક રોમાંચ તેને થાય છે. આ શુભ લક્ષણ છે.

ચાતકની એકનિષ્ઠ ભક્તિ છે. માછલીનો પ્રેમ એ વિરહની પરાકાષ્ઠા છે. ચાતક સ્વાતિના જળ સિવાયના અન્ય કોઈ જળ તરફ લક્ષ જ નથી આપતું. તે જ રીતે ભગવાન સિવાયનો અન્ય કોઈ વિષય સારો ન લાગે એ એકનિષ્ઠ ભક્તિ છે. ચકોર ચંદ્રમાને અનિમેષ નેત્રે જુએ છે, તેવી જ રીતે ભગવાનના સ્વરૂપનાં દર્શન કરવાં. દર્શન માટે ચકોરનું, વિરહ માટે માછલીનું અને એકનિષ્ઠા માટે ચાતકનું ઉદાહરણ છે. સંસારમાં જેટલો વધુ વૈરાગ્ય થશે એટલો વધુ ભગવાનમાં પ્રેમ થશે; અને ભગવાનમાં જેટલો પ્રેમ થશે એટલો સંસારમાં વૈરાગ્ય થશે. ત્રાજવાનાં બે પલ્લાં છે, એક ઊંચું થશે તો બીજું નીચું થઈ જશે. તેવી જ રીતે ભગવાનમાં પ્રેમ થશે તો સંસારમાં વૈરાગ્ય આપમેળે જ થઈ જશે. તેથી ખૂબ વૈરાગ્ય કરવો, પરમવૈરાગ્ય કેળવવો જોઈએ.

असङ्गशस्त्रेण दृढेन छित्त्वा।[1] સંસારરૂપી વૃક્ષને દૃઢ વૈરાગ્યના શસ્ત્રથી કાપવું જોઈએ અને પછી એવા પદની ખોજ કરવી જોઈએ કે જ્યાં ગયા પછી ફરી પાછા આવવાનું હોતું નથી. એ પદને પ્રાપ્ત કરવાનો ઉપાય છે – 'તે આદિ પુરુષ નારાયણના શરણે છું' એવો દૃઢ નિશ્ચય કરવો તે.

**तमेव चाद्यं पुरुषं प्रपद्ये।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૫/૪)

વૈરાગ્ય અમૃત છે, તેથી તેનું સેવન કરવું. પદાર્થોમાં આસક્તિનો અભાવ કરવો. કામના અને આસક્તિ એક જ વાત છે. આસક્તિનો અભાવ એ જ પર-વૈરાગ્ય છે. તીવ્ર સંવેગવાળાને તરત જ સમાધિ લાગી જાય છે. તેથી વારંવાર વૈરાગ્યની ભાવના કરવી. વૈરાગ્યવાન મનુષ્યોનો સંગ કરવો અને તેમનું સ્મરણ કરવું. સંસારમાંથી વૃત્તિઓનો વારંવાર ઉપરામ કરવો. કોઈ પણ રીતે મનને સ્ફુરણારહિત કરવું.

**मन फुरणासे रहित कर, जौने विधिसे होय।**

ઉપરામતા થવી જોઈએ. આ ઉપરામતા વૈરાગ્ય થવાથી થાય છે. મન-ઈન્દ્રિયોની સાથે ત્રણ બાબતો ઉત્તમ છે – મન-ઈન્દ્રિયોને પોતાને વશ કરવાં, સંસારના પદાર્થોમાં વૈરાગ્ય કેળવવો અને વિષયોથી વેગળા થઈને પરમાત્માને પ્રેમ કરવો. આ ત્રણ વાતો ઉત્તમ છે. વૈરાગ્ય થવાથી મન આપોઆપ જ વશ થઈ જાય છે. તેથી જ ભગવાને કહ્યું છે – 'વૈરાગ્યથી અભ્યાસ વધે છે અને વૈરાગ્યથી જ મન વશ થાય છે.' સંસારના પદાર્થોમાં દુ:ખ છે, એ પદાર્થો અનિત્ય છે એવો ભાવ કરવો. ભય, વિવેક – કોઈ પણ પ્રકારે વૈરાગ્ય થઈ શકે છે. સંસારના પદાર્થોમાં દુ:ખ છે, દોષ છે એવો ભાવ કરવો જોઈએ –

**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૩/૮)

વૈરાગ્યનો નશો ચડ્યા પછી અન્ય કોઈ વસ્તુ સારી લાગતી નથી.

૧. શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૫/૩.

એવો ભાવ થવો જોઈએ કે સંસારના પદાર્થોને ભોગવતાં ભોગવતાં ઘણો સમય વીતી ગયો, હવે તો ચેતી જવું જોઈએ. રાતદિવસ એકાંતમાં ભગવાનના ભજન-ધ્યાનમાં સમય વિતાવવો જોઈએ. કુટુંબકબીલો, રૂપિયાપૈસા, શરીરભોગ – એ બધાં પ્રત્યેના મોહને એકદમ દૂર કરવો જોઈએ. નિંદા-સ્તુતિની પરવા નહીં કરીને બેપરવા થઈ જવું જોઈએ.

**चाह गई चिन्ता मिटी मनुआ बेपरवाह।**
**जाको कछु नहिं चाहिए सोइ शाहं-शाह॥**

ચાહ અર્થાત્ ઈચ્છા, ચિંતા-શોક આ બધાં જેનામાંથી ચાલી ગયાં છે તે બાદશાહોનોયે બાદશાહ છે, તે જ ઉત્તમ છે. ભગવાને કહ્યું છે –

**निर्मानमोहा जितसङ्गदोषाः।**[૧]
**विहाय कामान् यः सर्वान्।**[૨]

કોઈ વાતની પરવા નહીં. ખાવું-પીવું-સૂવું કશાની પરવા નહીં. બેપરવા થઈ જવું. બધાં પ્રત્યેની વૃત્તિઓને દૂર કરીને પરમાત્મામાં ચિત્ત જોડવું. પરમાત્મામાં જે રમણ છે તે જ સર્વશ્રેષ્ઠ રમણ છે.

**मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम्।**
**कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च॥**
**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૦/૯, ૧૦)

ભગવાન કહે છે, જેમનું ચિત્ત મારામાં અર્થાત્ ભગવાન વાસુદેવમાં પરાયણ છે તેઓ 'मच्चित्ताः' છે. मच्चित्ताःનું આ સંસારમાં દૃષ્ટાંત-ઉદાહરણ નથી કે જેના થકી 'मच्चित्ताः'ને સમજાવી શકાય.

'मद्गतप्राणाः'નાં આ સંસારમાં ઉદાહરણ છે – જેમ કે માછલીના પ્રાણ જળગત છે. માછલીના પ્રાણનો આધાર જળ જ છે. આપસઆપસમાં ભગવાન વિષેની જ વાત કરવી જોઈએ. 'વારંવાર મારું જ કથન કરવું'

૧. શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૫/૫ ૨. શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૭૧

અને આમ કરતા રહેવાથી જ રમણ અને સંતોષ લાભકર્તા બને છે. આ બાબતમાં ભગવાન કહે છે કે 'હું તેમને બુદ્ધિયોગ આપું છું કે જેનાથી તેમને મારી પ્રાપ્તિ થઈ જાય છે.'

પરમાત્મા અત્યંત ઉચ્ચ કોટિના છે. – આવો વિશ્વાસ થવાથી મનુષ્ય સંસારથી વિરક્ત થઈ જાય છે. ભગવાન કેવી રીતે મળે - એ માટે આતુર થઈ જવાય, ભગવાનનાં દર્શનથી અમૃતનો રસાસ્વાદ થાય, તો એ પછી મનુષ્ય અન્યત્ર ક્યાંય જતો નથી. જેટલો-જેટલો રસાસ્વાદ, અનુભૂતિ ભગવાન પ્રત્યે થઈ જાય તેટલા-તેટલા પ્રમાણમાં તેમનામાં સંલગ્ન થવાય. તે જ રીતે નિરાકાર તત્ત્વ જો સમજમાં આવી જાય તો તે દૂર થઈ શકવાનું નથી. તે નાશ તો પામતું જ નથી. જેટલું દૂર સુધી જે સમજી જાય તેટલો જ તે અટલ થઈ જાય છે. તે ક્યાંય જતો નથી. જેમ કર્મયોગમાં નિષ્કામભાવ, ભક્તિમાં ભગવત્પ્રેમ, તેવી જ રીતે જ્ઞાનમાં જાણકારી જેટલાં પણ વધી જાય તે જશે નહીં. વાસ્તવમાં જે પ્રાપ્ત થઈ ગયું તે ક્યાંય જશે નહીં. તે અસલ પુંજી છે, સાંસારિક ધન તો મિથ્યા છે.

**धनवन्ता सोई जानिये जाके राम नाम धन होय।**
**लगन लगन सब कोई कहे लगन कहावे सोय।**
**नारायण जा लगनमें तन मन दीजे खोय॥**

લગન ઉચ્ચ કોટિની ચીજ છે. પારમાર્થિક અથવા લૌકિક કોઈ પણ વિષયની બાબતમાં જોઈએ તો 'લગની લાગવી' એ ઘણા ખપની ચીજ છે.

~~~~
~~~~

# સમયનું અમૂલ્યપણું

મનુષ્ય-જીવનનો સમય અત્યંત મૂલ્યવાન છે. લાખ રૂપિયા ખર્ચવા છતાંય વધારાની એક ક્ષણ જેટલો પણ સમય મળી શકતો નથી. તેથી આપણે તોળી-તોળીને સમય વિતાવવો જોઈએ. તમારી પાસે જેટલી પણ સંપત્તિ છે તે બધી જ અર્પણ કરી દો તોપણ મનુષ્યજીવનની અધિક એક ક્ષણ પણ મળવાની નથી. એક દિવસનો સમય જો અધિક મળતો હોય તો સર્વસ્વનું અર્પણ કરી દેવું. આજે મૃત્યુ છે અને સર્વસ્વનું અર્પણ કરવાથી એક દિવસ વધુ મળતો હોય તો સર્વસ્વ અર્પણ કરી દેવું. જીવનનો સમય અમૂલ્ય છે. કેટલુંય મૂલ્ય ચૂકવવામાં આવે, પણ સમય મળશે નહીં. કંજુસ ઘણું જ વિચારી-વિચારીને રૂપિયા ખર્ચે છે, તેવી જ રીતે સમયને કંજુસની જેમ વિતાવવો - વાપરવો જોઈએ. દશ વર્ષ પ્રયત્ન કરવા છતાં પણ ભગવાન મળ્યા નહીં, પરંતુ થોડોક સમય સારો વિતાવવામાં આવે તો તેઓ પાંચ મિનિટમાં મળી શકે છે. તેથી સમય સાચા સુખ માટે વિતાવવો જોઈએ.

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૨/૧૬)

અસત્ વસ્તુનું અસ્તિત્વ જ નથી અને સત્‌નો અભાવ નથી. જે ક્ષણમાં નાશ પામનાર છે તેના માટે સમય શા માટે વિતાવવો? સંસારનાં સુખ, પત્ની, પુત્ર, ધનસંપત્તિ બધું જ નાશવંત છે. '**आत्मबुद्धिप्रसादजम्।**' – સુખ સાત્ત્વિક છે, તે સુખનું ફળ અસલી છે. સાત્ત્વિક સુખ રાજસ-તામસ સુખ કરતાં ઘણી ઊંચી કક્ષાનું છે અને એનાથી પણ ઉત્તમ સુખ ભજન-પ્રાપ્તિનું છે. ધ્યાન કરવાથી મળતું સુખ સાત્ત્વિક છે –

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम्।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षयमश्नुते॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૫/૨૧)

સાંસારિક ભોગોમાં આસક્તિરહિત અંતઃકરણવાળો મનુષ્ય, ભગવાનનું ધ્યાન કરવાથી જે આનંદ નીપજે છે તેવો આનંદ પોતાના અંતઃકરણમાં પ્રાપ્ત કરે છે અને તે મનુષ્ય સચ્ચિદાનંદઘન પરમાત્મારૂપી યોગમાં એકીભાવે સ્થિત રહે છે તો અક્ષય આનંદનો અનુભવ કરે છે. બાહ્ય વિષયોમાં આસક્તિરહિત મનુષ્ય ધ્યાનથી નીપજતા સુખનો પોતાના આત્મામાં અનુભવ કરે છે. સંસારમાંથી વૈરાગ્ય થવાથી વૃત્તિઓ સંસાર પ્રત્યે ઉપરામતા પ્રાપ્ત કરે છે અને તેથી તેનો આત્મા પરમાત્માનું ધ્યાન કરવાથી નીપજતા સુખનો અનુભવ કરે છે. પછી તેનો આત્મા પરમાત્માના સ્વરૂપમાં સંલગ્ન થઈ જાય છે અને તેમ થતાં તે અક્ષય સુખનો અનુભવ કરે છે. વિષયભોગો કરતાં વૈરાગ્યમાં અને વૈરાગ્ય કરતાં પરમાત્માના ધ્યાનમાં અધિક સુખ છે અને ધ્યાન કરતાં પણ પરમાત્માની પ્રાપ્તિમાં અલૌકિક સુખ છે. તેથી પરમાત્માના ધ્યાનમાં સમય વિતાવવો જોઈએ.

જ્યારે મનુષ્ય પરમાત્માના ધ્યાનમાં મસ્ત બની જાય છે ત્યારે તેના અંતઃકરણમાં અસીમ શાંતિ અને આનંદ અનુભવાય છે. જ્યારે એવા ધ્યાનની મસ્તીમાં મનુષ્ય વિચરણ કરે છે ત્યારે તેને ત્રણે લોકનું ઐશ્વર્ય પણ ધૂળ જેવું તુચ્છ લાગે છે. તેને અત્તર પેશાબ જેવું તથા બધાં ભોગ-સુખ ઝાડા જેવાં લાગે છે. ધ્યાનથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે. ધ્યાન અસલ ચીજ છે. એનો વિચાર કરવો જોઈએ કે જિંદગીપર્યંત પરિશ્રમ કરીને સંપત્તિ એકઠી કરી અને છતાં જો આજે મરવાનું છે તો આપણને એવી સંપત્તિથી શો લાભ? સંપત્તિ-સંચયમાં રચ્યા-પચ્યા રહેવામાં સમય શા માટે બરબાદ કરવો? બીજી વાત છે શરીરની. ખાઈ-પીને શરીરને તાજું-તગડું બનાવીએ, પણ આખરે જ્યારે તે રાખ થઈ જવાનું છે, તો પછી તેને તગડું બનાવવાનો શો ફાયદો? મૃત્યુ થતાં લોકો સ્મશાનમાં લઈ જશે ત્યારે તે બિચારાઓ વધારે પરેશાન

થશે! શરીરની તો રાખ જ થવાની છે. તેથી જ્યાં સુધી શરીર રહે ત્યાં સુધી તે શરીર થકી પરોપકાર, સેવા, ઈશ્વરભક્તિ, ભજન-સાધન કરવાં જોઈએ, કે જેના ફળસ્વરૂપે પરમાત્માની પ્રાપ્તિ થાય અને અખંડ આનંદ અને શાંતિ પ્રાપ્ત થાય તથા લાખો-કરોડો ભાવિ-જન્મોના દુ:ખોના ઢગલામાંથી છુટકારો મળી જાય. ભગવાન કહે છે –

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः॥**
**मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम्।**
**नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૮/૧૪, ૧૫)

'જે અનન્યભાવે નિત્ય નિરંતર મારું ચિંતન કરે છે તે મહાપુરુષને હું સહેલાઈથી પ્રાપ્ત થઈ જાઉં છું. સંસિદ્ધિ - પરમાત્માની પ્રાપ્તિરૂપી સિદ્ધિ પ્રાપ્ત કરનારા મહાત્માઓ દુ:ખના આલયરૂપી પુનર્જન્મને પામતા નથી.' તેથી લાખો-કરોડો કામ છોડીને મનુષ્યે આ કામ કરી લેવું જોઈએ. એ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે મન ઘણું દગાબાજ અને આળસુ છે. તે પરમાત્માના ભજન-ધ્યાનમાં બહાનું કાઢીને આપણને આળસુ બનાવી દે છે. એની એવી આળસના ફંદામાં ફસાવું નહીં જોઈએ. જે ઊંઘમાં સમય વિતાવે છે તે છેતરાય છે. તેની તુલનામાં તે મનુષ્ય ઉત્તમ છે કે જે લોકસેવામાં સમય વિતાવે છે. નિદ્રા-આળસ એ તમોગુણી ચીજ છે. તેથી નિદ્રા-આળસમાં સમય નહીં વિતાવવો જોઈએ. વાસ્તવમાં ઊંઘવું એ ગુમાવવું છે. તમોગુણમાં (અર્થાત્ નિદ્રા-આળસમાં) સમય વિતાવવો તેના કરતાં તો રૂપિયા કમાવવામાં સમય ખોવો એ સારું છે. રૂપિયા આપણા કામમાં નહીં આવે તો આપણા મરણ પછી બીજાના કામમાં તો આવશે ને! તામસી કરતાં રાજસી માણસ સારો છે. રાજસી મનુષ્ય કરતાં લોકોપકારનું, સેવાનું કામ કરનારો, બીજાઓને સુખ આપનારો મનુષ્ય સારો છે. તે સાત્ત્વિક છે. આવા સાત્ત્વિક કરતાં પણ વધુ સાત્ત્વિક એ છે કે જે પરમાત્માના ભજન-ધ્યાનમાં સમય વિતાવે છે. ભજન-

ધ્યાનમાં આળસ આવે, મન છેતરી જાય તો એના કરતાં સારું એ છે કે રૂપિયા કમાવવામાં સમય વિતાવવો. આવી છેતરપિંડીમાં કદી પણ ફસાવું નહીં. ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્ય, શ્રદ્ધા, પ્રેમ-લીલાની વાતો વગેરેમાં સમય વિતાવવો જોઈએ. આ બધાના પરિણામે ભગવાનમાં વિશેષ પ્રેમ અને ધ્યાન થાય છે. બધાં સાધનોનું ફળ છે પરમાત્માનું ધ્યાન અને ધ્યાનનું ફળ છે પરમાત્માની પ્રાપ્તિ. ધ્યાનનો પરમાત્માની પ્રાપ્તિ જેટલો કે એનાથી પણ વધુ આદર કરવો. પરમાત્માની પ્રાપ્તિ ભલે ન થાય પણ તેમનું નિરંતર ધ્યાન થતું રહેવું જોઈએ. જો એકવાર તમારું ધ્યાન થઈ ગયું તો પછી તમારી તાકાત નથી કે તમે એને છોડી શકો. પરમાત્માના સ્વરૂપમાં તેલની ધારાની જેમ (અર્થાત્ અખંડ, અવિરતપણે) પોતાની વૃત્તિઓને સમાવિષ્ટ કરવી એ ધ્યાન છે. તમે જે ધ્યાન કરો છો તે સ્મરણ છે, ભગવાનની યાદગીરી છે. પહેલાં સ્મરણ થાય છે, પછી ધ્યાન થાય છે.

ધ્યાન કરવા માટે પહેલાં તો ભગવાનનું આવાહન કરવું જોઈએ. ભગવાનના સ્વરૂપનું આવાહન કરવું. સ્વરૂપને આકાશમાં બદ્ધ કરી દેવું, પછી મનને તે સ્વરૂપમાં એક જગ્યાએ બદ્ધ કરી લેવું. ધારણા કરવી - ધારણાને કાયમ કરી દેવી એ ધ્યાન છે. જ્યારે ભગવાનનું ભજન-ધ્યાન બરાબર થશે ત્યારે તમારી સ્થિતિ બદલાઈ જશે. કોઈ પણ સ્વરૂપનું ધ્યાન કરો, કે જે સ્વરૂપ તમને ઇષ્ટ હોય. તમામ પદાર્થોનાં બે-બે સ્વરૂપ છે - સાકાર અને નિરાકાર અથવા સ્થૂળ અને સૂક્ષ્મ. જેમ કે, પુષ્પ એ પાર્થિવ વસ્તુ છે અને પુષ્પમાંથી જે ગંધ આવે છે તે પણ પાર્થિવ સ્વરૂપ છે, પરંતુ તે સૂક્ષ્મ છે. ગંધ તન્માત્રાથી પૃથ્વીની ઉત્પત્તિ થઈ છે, આદિ-આરંભમાં પૃથ્વી નિરાકાર હતી. આકાશ નિરાકાર છે, તેમાં રહેલું જળ એ પણ નિરાકાર છે. એ જ જળ જ્યારે વાદળનું રૂપ ધારણ કરી લે છે ત્યારે તે સાકાર બની જાય છે. પરમાણુરૂપ નિરાકાર જળ જ્યારે વાદળ બનીને આવે તો તે સાકાર બની જાય છે. પછી જ્યારે તે પરમાણુરૂપ બને છે તો તે નિરાકાર બની જાય છે. એ જ રીતે દેહધારી સમસ્ત પ્રાણીઓ નિરાકાર હતાં અને

ભવિષ્યમાં ફરી પાછાં નિરાકાર બની જશે. માત્ર આ બંને સ્થિતિઓ વચ્ચે તેઓ સાકાર છે.

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૨૮)

'હે અર્જુન! સમસ્ત પ્રાણીઓ જન્મ પહેલાં અવ્યક્ત હતાં અને મૃત્યુ પછી પણ અવ્યક્ત થઈ જનારાં છે; માત્ર વચ્ચેની સ્થિતિમાં જ વ્યક્ત (અર્થાત્ પ્રગટ) છે; તો પછી એમાં શોક શા માટે કરવો?'

શરીરોના વિનાશ વિશે ભગવાન કહે છે –

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे।**
**रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૮/૧૮)

'સમસ્ત દૃશ્યમાત્ર ભૂતગણ બ્રહ્માના દિવસના આરંભકાળમાં અવ્યક્તમાંથી અર્થાત્ બ્રહ્માના સૂક્ષ્મ શરીરમાંથી ઉત્પન્ન થાય છે અને બ્રહ્માની રાત્રિના પ્રવેશકાળમાં તે અવ્યક્ત નામક બ્રહ્માના સૂક્ષ્મ શરીરમાં જ લય પામે છે.'

ભગવાન નિરાકાર સ્વરૂપમાંથી સાકાર સ્વરૂપમાં અને સાકાર સ્વરૂપમાંથી નિરાકાર સ્વરૂપમાં આવી જાય છે. જેમ અગ્નિ નિરાકાર છે, તે સંઘર્ષણથી સાકાર બની જાય છે, તેવી જ રીતે પરમાત્મા નિરાકારમાંથી સાકાર બની જાય છે. નિરાકાર-રૂપે અગ્નિ બધી જગ્યાએ વ્યાપ્ત છે. અગ્નિ બુઝાઈ જતાં તેનું સ્વરૂપ બદલાઈ જાય છે પરંતુ તે કાયમ રહે છે, તેવી જ રીતે પરમાત્મા પ્રગટ થાય છે અને પછી નિરાકાર બની જાય છે.

**हरि ब्यापक सर्बत्र समाना। प्रेम तें प्रगट होहिं मैं जाना॥**

પરમાત્મા સમાનભાવે બધી જગ્યાએ મોજૂદ રહે છે અને તેઓ પ્રેમ કરવાથી પ્રગટ થઈ જાય છે, ધ્યાન કરવાથી પ્રગટ થઈ જાય છે. પ્રેમ અને ધ્યાન નહીં હોય તોપણ તેમનું નામ-સ્મરણ કરવાથી પણ તેઓ પ્રગટ થઈ જાય છે. નામી નામને આધીન છે. વાસ્તવમાં પરમાત્મા નિરાકાર રૂપમાં

સમાનભાવે સર્વત્ર પરિપૂર્ણ થઈને રહેલા છે. તેમને પ્રાર્થના કરવામાં આવે કે 'હે પ્રભુ! તમે સાક્ષાત્ પ્રગટ થઈને દર્શન આપો' તો તેઓ દર્શન આપે છે. ભગવાન મદદ ન કરે તો ભલે ન કરે, પરંતુ તેમનું ધ્યાન કરવું એ તો આપણા અધિકારની વાત છે. સૂરદાસજીએ ભગવાનને કહ્યું છે કે –

**बाँह छुड़ाये जात हो निबल जानिके मोहि।**
**हृदयते जब जाहुगे पुरुष बदौंगो तोहि॥**

પહેલાં તો એ વાત ધ્યાનમાં રાખો કે ભગવાન નિરાકારરૂપે તો બધી જગ્યાએ છે જ. તેઓ જ સગુણ-સાકાર રૂપમાં પ્રગટ થાય છે. અહીં સંસારમાં જે શાંતિ છે તે પણ પરમાત્માનું સ્વરૂપ છે. અવારનવાર રોમાંચ થાય છે અને આનંદની લહેરો ઊઠે છે તે પણ પરમાત્માનું સ્વરૂપ છે. એવા સમયે પરમાત્માનું આવાહન કરવામાં આવે તો તેઓ સાકાર રૂપમાં પ્રગટ થઈ જાય છે. માટે, 'નારાયણ'નો પોકાર કરો. વાસ્તવમાં રામ, કૃષ્ણ, નારાયણ એ બધા એક જ છે. રામ, કૃષ્ણ, વિષ્ણુ એ ત્રણે યુગોમાં પ્રગટ થયા હતા. હું ગૃહસ્થી મટીને સંન્યાસીનાં કપડાં ધારણ કરું તોપણ હું તો એ જ છું. તે જ રીતે એક જ પરમાત્મા ત્રણ રૂપવાળા બન્યા. ભગવાનનું આવાહન કરવું, તેમને પોકારવા –

**एक बात मैं पूछहुँ तोही। कारन कवन बिसारेहु मोही॥**

ભરતજીની જેમ આવાહન કરવું.

**मोरे जियँ भरोस दृढ़ सोई। मिलिहहिं राम सगुन सुभ होई॥**

'મારો દૃઢ વિશ્વાસ છે કે ભગવાન મળશે.' 'सोई' શબ્દનો એ ભાવ છે કે ભગવાન ઘણા દયાળુ છે, 'તેમની ટેક જોતાં મને વિશ્વાસ છે કે તેઓ અવશ્ય મળશે.' ભગવાનની ટેક છે –

**जन अवगुन प्रभु मान न काऊ। दीनबंधु अति मृदुल सुभाऊ॥**

'હું દીન છું, તેઓ દીનબંધુ છે. તેમનો સ્વભાવ અતિ કોમળ છે. હું દોષોથી ભરેલો છું.' અગાઉ કહ્યું છે –

**जौं करनी समुझै प्रभु मोरी। नहिं निस्तार कलप सत कोरी॥**
**बीतें अवधि रहहिं जो प्राना। अधम कवन जग मोहि समाना॥**

'પ્રભુ! તમે પોતાના સેવકોના દોષો પ્રત્યે લક્ષ આપતા જ નથી. તેથી મને વિશ્વાસ છે કે તમે મળશો. એમ છતાંય જો નહીં મળો તો મારા પ્રાણ નહીં રહે અને જો પ્રાણ રહી ગયા તો મારે સમજવું જોઈએ કે મારા જેવો કોઈ પાપી નથી.' આ ભગવાનનું આવાહન કરવાનો ભાવ છે. 'હે નાથ! હે નાથ!'નો પોકાર કરો. જેમ દ્રૌપદીએ પોકાર કર્યો હતો તો તેઓ આવી ગયા હતા. અમે તો ધ્યાનાવસ્થામાં જ તમારા આગમનની ઈચ્છા રાખીએ છીએ, કારણ કે અમે તો એટલા લાયક નથી. અમે તો એ જ ઈચ્છીએ છીએ કે અમારામાં તમારું નિરંતર ધ્યાન રહ્યા કરે. 'હે વાસુદેવ!' 'હે ગોવિંદ!' 'હે રામ!' – એવો પોકાર કરવો જોઈએ.

**नाथ सकल साधन कर हीना। कीन्हीं कृपा जानि जन दीना॥**

ભગવાન આકાશમાં આવી ગયા. સ્વરૂપ ઘણું તેજસ્વી છે. પ્રભુનું સ્વરૂપ પ્રકાશનો પુંજ છે. રામના રૂપમાં પ્રત્યક્ષ દર્શન થઈ રહ્યાં છે. યુવાવસ્થાનું સ્વરૂપ છે. પહેલાં ભગવાનનું સ્મરણ થાય છે, પછી સ્વરૂપની ધારણા થાય છે. એ પછી ધારણા થકી તેમની ભીતરમાં પ્રવેશ થઈ જાય છે. આ રીતે ધ્યાનમાં મસ્ત બનીને પોતાનો સમય વિતાવવો જોઈએ.

# તીર્થોનો લાભ

ભગવાનના નામના જપ, ધ્યાન અને સત્સંગ કરવાથી બધાં પાપોનો નાશ થઈ જાય છે. જપથી મલ-દોષનો, ધ્યાનથી વિક્ષેપ-દોષનો અને સત્સંગથી આવરણ-દોષનો નાશ થઈ જાય છે.

બુદ્ધિ દેશકાળનું અધિકરણ છે. બુદ્ધિની ઉત્પત્તિ પ્રકૃતિ થકી થાય છે. તેથી પ્રકૃતિ જ દેશકાળ માટેનું અધિકરણ છે. પ્રકૃતિનાં કાર્યો પ્રકૃતિની અંતર્ગત છે, પ્રકૃતિ પરમાત્મામાં છે. તેથી અધિષ્ઠાન પરમાત્મા છે.

તીર્થોમાં આવીને કોઈ પુણ્યકાર્ય કરવામાં આવે તો તે અનંતગણું થઈ જાય છે અને એ જ રીતે કોઈ બૂરાં કામ કરે તો તે પણ અનંતગણાં થઈ જાય છે. તીર્થોમાં ધર્મ, અર્થ અને મોક્ષ મળે છે. સૌથી અધમ ચીજ છે અર્થ (જે રજોગુણી છે), તેનાથી ઊંચી ચીજ છે ધર્મ (જે સત્ત્વગુણી છે) અને સૌથી ઊંચે છે મોક્ષ (જે ગુણાતીત છે).

ભગવાન પાસે, મહાત્મા પાસે કે તીર્થોમાં જઈને એ જ પ્રાર્થના કરવી કે અમારો મોક્ષ થઈ જાય અથવા એવો ભાવ રાખવો કે નિષ્કામ પુણ્યની વૃદ્ધિ થાય. કામના રાખવી નહીં. અહીં (તીર્થોમાં) ગંગા-સ્નાન કરવું, મંદિરોનાં દર્શન કરવાં અને સત્સંગ કરવો. અહીં સાધુ, મહાત્માઓ તેમ જ દુઃખીજનોની સેવા કરવી. અહીં જપ, ધ્યાન, તપ તથા ભજન કરવામાં આવે તો તેનું ફળ અમિટ-અક્ષય બની જાય છે. આ તપોભૂમિ છે. મન-ઇન્દ્રિયોનો સંયમ રાખવો જોઈએ. તીર્થોમાં આવવાથી પાપનો નાશ થાય છે અને પુણ્યની વૃદ્ધિ થાય છે. તીર્થોમાં વસીને જપ-ધ્યાન-સત્સંગ કરવાથી મહાન પુણ્ય થાય છે. ગંગાના કાંઠે બેસીને જપ-ધ્યાન કરવાથી ભગવાનમાં મન લાગી જાય છે. અહીંનો ઘણો ભારે મહિમા છે. શાસ્ત્રોમાં આ જ

વાત આવે છે કે તીર્થોમાં ઓછામાં ઓછા ત્રણ દિવસ નિવાસ કરવો જોઈએ અને ભજન-ધ્યાન કરવું જોઈએ. સંસારમાં ઈશ્વરની ભક્તિ કરવામાં જ સાર્થકતા છે. મનુષ્ય-જન્મ મેળવીને જો ઈશ્વરની ભક્તિ ન કરી તો જન્મ નકામો જ ગયો. મનુષ્ય-જન્મ સૌથી ઉત્તમ ચીજ છે, તે વારંવાર મળતો નથી. તુલસીદાસજીએ ઉત્તરકાંડમાં કહ્યું છે –

**आकर चारि लाख चौरासी। जोनि भ्रमत यह जिव अबिनासी॥**
**फिरत सदा माया कर प्रेरा। काल कर्म सुभाव गुन घेरा॥**
**कबहुँक करि करुना नर देही। देत ईस बिनु हेतु सनेही॥**

ચોર્યાશી લાખ યોનિઓ ચાર પ્રકારની છે : સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ અને જરાયુજ. આ અવિનાશી જીવ માયાની પ્રેરણાથી આ ચૌર્યાશી લાખ યોનિઓમાં ભ્રમણ કરે છે. સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, કલિયુગ, કાળ, કર્મ, સારું-ખોટું, સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ વગેરેથી ઘેરાયેલો આ જીવ ભ્રમણ કરે છે.

આ રીતે ચોર્યાશી લાખ યોનિઓમાં ભ્રમણ કરતાં કરતાં દુઃખી થયેલા જીવને ભગવાન દયા કરીને માનવ-દેહ આપે છે. આવો દુર્લભ માનવદેહ મેળવીને જે મનુષ્ય પોતાના કર્મનું પાલન કરતો નથી એ તેના માટે શોકની વાત છે. ભગવાનના શરણે થવું જોઈએ. રાતદિવસ ભગવાનના ભજન-ધ્યાનમાં સમય આપવો જોઈએ. શરીરનો કોઈ ભરોસો નથી, તેથી જલદી-જલદી પોતાનું કામ કાઢી લેવું જોઈએ; નહીં તો ઘોર પશ્ચાત્તાપ કરવો પડશે. ભગવાનના ભજન-ધ્યાનમાં સમય લગાવવાથી હંમેશ માટે સુખશાંતિ મળશે. ભજન-ધ્યાનમાં રત રહેનારો ભગવાનના પરમધામમાં પહોંચી જશે, મુક્ત થઈ જશે.

ચોર્યાશી લાખ યોનિઓનો એક કિલ્લો છે, તેમાં ફક્ત એક જ દરવાજો છે. એક આંધળો દીવાલ પકડતો પકડતો આવે છે, જ્યાં દરવાજો આવે છે ત્યાં ખંજવાળવા લાગે છે અને આગળ વધી જાય છે. તેથી તે દરવાજામાં થઈને બહાર નીકળી શકતો નથી. એ જ રીતે આ મનુષ્ય- દેહ દરવાજો

છે, આવો મનુષ્યદેહ પામીને ભોગોમાં રત થઈ રહેનારો જીવ ચોર્યાશી લાખ યોનિઓમાં ભટકતો રહે છે.

તીર્થોમાં આવ્યા પછી બૂરી વાતો છોડી દેવી જોઈએ. સંયમ કરવો. નાની ચીજો જ કેમ છોડવી? મોટી ચીજો પણ છોડી દેવી. ગાળ ન આપવી, પરસ્ત્રીને માતા સમાન જોવી, ચલમ-તમાકુ-ગાંજો છોડી દેવાં. બૂરી આદતો, ખરાબ ખાવું, ખરાબ પીવું – આ બધું જ તીર્થોમાં આવીને છોડી દેવામાં આવે તો ઘણો લાભ થાય છે. જૂઠું નહીં બોલવું, ચોરી નહીં કરવી, પારકું અન્ન નહીં ખાવું, પારકું ધન ગ્રહણ નહીં કરવું. આ ત્યાજ્ય ચીજોને તીર્થોમાં છોડી દેવી અને ઘરમાં પણ છોડી દેવી જોઈએ. તીર્થોમાં આવીને જો બુરાઈ ન જ છોડી તો પછી કર્યું શું? બુરાઈ, પાપ - બધાંની ગાંઠડી ગંગામાં ડુબાવી દેવી. સત્સંગ, સાધુદર્શન કરીને ઉત્તમ-ઉત્તમ વસ્તુઓ લઈ જવી. નિયમ લેવો કે –

૧. 'હરે રામ! હરે રામ!' આ મંત્રની ૧૪ માળાઓ નિત્ય જીવનપર્યંત કરવી.
૨. રોજ કથા સાંભળવી, ભલે પાંચ મિનિટની જ હોય.
૩. એકાંતમાં ભગવાનનું ધ્યાન કરવું, ભલે પાંચ મિનિટનું જ હોય.
૪. ઘરમાં બેસીને, ભગવાનની પૂજા કરીને, તેમને ભોગ ધરાવીને પછી જ ભોજન કરવું.

આ વાતો પોતાના આત્માના ઉદ્ધાર માટે છે. અહીં તીર્થોમાં આવીને દુઃખીઓની સેવા કરવી, પોતે જાતે દુઃખ ભોગવવું. ક્યાંક કોઈ મરણ પામતું હોય તો તેને ભગવાનની કથા સંભળાવવી અથવા ભગવન્નામનું કીર્તન સંભળાવવું. આ કામ ફક્ત તીર્થોમાં જ નહીં, પરંતુ બધી જગ્યાએ કરવાં જોઈએ.

~~~~
~~~~

# આસક્તિથી થતી હાનિ

સાંખ્યયોગમાં દ્રષ્ટા-સાક્ષી બનીને, કર્તાપણાના અભિમાનથી રહિત થઈને રહેવું.

ભક્તિયોગમાં સૂક્ષ્મરૂપે કર્મ કરવામાં તે કર્તૃત્વ-અભિમાન કર્મ કરવાનું નિમિત્ત બને છે.

ભગવાન જ બધું કરાવી રહ્યા છે અને તમે તો કઠપૂતળી જેવા છો. કર્મફળ ભગવાન પર છોડવામાં આવે છે એ સૂક્ષ્મ અભિમાન છે, પરંતુ શુદ્ધ અભિમાન આ છે કે –

**अस अभिमान जाइ जनि भोरे। मैं सेवक रघुपति पति मोरे॥**

કર્મોમાં આસક્તિ એ વિષ છે, ફળની ઇચ્છા એ દાંત છે. સાપના વિષના દાંત કાઢી નાખો, પછી તે સાપને ભલે ગળા પર રાખો, કોઈ હાનિ નથી. અહંકાર એ સાપ છે.

'હું ભગવાન માટે કર્મ કરું છું' – આમાં અભિમાન છે. 'નિઃસ્વાર્થ ભાવે, કર્તવ્ય સમજીને ભગવાન માટે કર્મ કરું છું' – આમાં તો પહેલાંના અભિમાન કરતાંય વધુ અભિમાન છે, પણ એ શુદ્ધ અભિમાન છે.

કર્મયોગમાં –

**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन।**
**सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૯)

'હે અર્જુન! જે શાસ્ત્રવિહિત કર્મ કરવાનું કર્તવ્ય છે – અને એવા ભાવથી આસક્તિનો તથા ફળનો ત્યાગ કરીને કર્મ કરવામાં આવે છે – તેને જ સાત્ત્વિક ત્યાગ માનવામાં આવ્યો છે.'

કર્મ કરવું એ કર્તવ્ય છે. શાસ્ત્રની મર્યાદા છે, ભગવાનનાં વચન છે તેથી કર્મ કરીએ છીએ. શાસ્ત્રની આજ્ઞા છે કે કર્તવ્ય સમજીને, ફળ અને આસક્તિનો ત્યાગ કરીને કર્મ કરવું. અહીં સાત્ત્વિક અહંકાર છે, પણ તે દોષિત નથી; ફળનો ત્યાગ છે; શાસ્ત્રવિહિત કર્મ છે, મનમાન્યાં કર્મ નથી. કર્તવ્ય કર્મ કરવાં અને કર્તવ્યભાવથી કરવાં; ભગવાનની પ્રીતિ માટે કે ભગવાનના નિમિત્તે નિષ્કામભાવે કર્મ કરવાં. આમાં સાત્ત્વિક અભિમાન છે તોપણ તે દોષ નથી. ગીતાશાસ્ત્ર એ ભગવાનની વાણી છે. જ્ઞાનીજન પ્રકૃતિને સમર્પિત કરીને કર્મ કરે છે; જ્યારે ભક્તજન ભગવાનને સમર્પિત કરીને કર્મ કરે છે, જે ઉત્તમ છે. ભગવાન માટે કર્મ કરવું, ભગવાનની પ્રીતિ માટે કર્મ કરવું અને ભગવાનની પ્રાપ્તિ માટે કર્મ કરવું – એ ત્રણે એક જ વાત છે. ભગવાનને સમર્પિત કર્મના બે પ્રકાર છે : આરંભથી જ ભગવાનને અર્પણ અને કર્મ કર્યા પછી અર્પણ. આરંભમાં જ અર્પણ થાય તો એ ઉત્તમ છે. ભગવાન માટે કર્મ તો આરંભથી જ થાય છે. 'સમર્પણ' વચ્ચે થાય છે તેમ જ અંતમાં પણ થઈ શકે છે. તેથી પોતાની જાતને તથા પોતાના કર્મને આરંભથી જ ભગવાનને અર્પણ કરી દેવું એ સૌથી ઉત્તમ છે.

પોતાનામાં જે શક્તિ છે તે તમામ શક્તિથી પ્રયત્ન કરવામાં આવે તો પરમાત્માની પ્રાપ્તિ થવામાં કોઈ વિલંબ થતો નથી. પરંતુ આપણે પૂરી શક્તિથી પ્રયત્ન કરતા નથી. દંડ, ભય કે રોગના નિવારણ માટે જેટલો પ્રયત્ન કરીએ છીએ તેનાથી વધુ પ્રયત્ન ભગવાનની પ્રાપ્તિ માટે કરવો જોઈએ. આપણામાં વધારે પડતી આળસ છે. કોઈ કહે છે કે અમે તો ઘણું વધારે કરીએ છીએ; પરંતુ આવું કહેનારાઓ કશું જ કરતા હોતા નથી.

કર્મયોગ એ ભૂમિ છે. પહેલાં તો લોકો ખાડામાં પડેલા છે, ખાડામાંથી બહાર નીકળે ત્યારે જ તો ભૂમિ પર આવે ને! ખાડો શું છે? –

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तमादेतत्त्रयं त्यजेत् ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૬/૨૧)

'કામ, ક્રોધ તથા લોભ – આ ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર આત્માનો

નાશ કરનારાં અર્થાત્ આત્માની અધોગતિ કરનારાં છે. તેથી આ ત્રણને ત્યજી દેવાં જોઈએ.'

ક્રોધ એટલો બળવાન નથી જેટલા કામ અને લોભ બળવાન છે. હું કામ અને લોભને વધારે બળવાન સમજું છું, ચિત્તમાં એ ખટકતા રહે છે. ક્રોધ તો સમજાવાથી ઊતરી જતો હોય છે.

રૂપિયા અર્થાત્ ધનસંપત્તિ ન્યાયપૂર્વક મળે તોપણ તેનો ત્યાગ કરવો. અન્યાયી રીતે તે પ્રાપ્ત થાય ત્યારે તો તેનો સ્વીકાર નહીં જ કરવો. લોભ કરતાં પણ કામ વધુ પ્રબળ છે. યુવાન છોકરા કે સ્ત્રીને સ્પર્શ કરવો ખાતરનાક છે. સારા પુરુષ માટે પણ તે ખતરનાક છે. સુંદર યુવાન છોકરો પણ આપણે માટે ઘાતક છે. શૂળી ભલે પોતાની હોય કે પારકી, આંતરડાં કાઢી જ નાખશે. પોતાના દીકરાને લાડ-પ્રેમ કરો, પણ જેનાથી કામ, ભોગવૃત્તિ પેદા થાય એવાં લાડ-પ્યાર તો ન જ કરવાં. પોતાનાં બાળકોને છાતીએ લગાડવાં કે એમનું માથું સૂંઘવું એ વાત તો શાસ્ત્રોમાં આવે છે, પરંતુ ચુંબન કરવાની વાત ક્યાંય આવતી નથી. પ્રત્યેક પુરુષે એ ખ્યાલમાં રાખવું જોઈએ કે સ્ત્રીઓ અને છોકરાઓના સંસર્ગમાં રહેવું નહીં. એમ કરવું એ તો નરકમાં જવાનો સીધો માર્ગ છે, ક્યાંય અટકવું પડતું નથી. મારા ઉપર ઉપકાર કરવા માટે અથવા મને નિંદામાંથી બચાવવા માટે પણ આ આદત છોડી દો. એમાં તમારો પણ ઉપકાર થવાનો જ. નિષ્કામભાવ એ ઘણી ઊંચી કોટિની ચીજ છે. આ અત્યંત તાત્ત્વિક વિષય છે, એની સમજ હોવા છતાં પણ તેને વર્ણવવામાં અસમર્થતા અનુભવાય છે.

મારે તો ડગલે ને પગલે દોષ આવે છે. મનુષ્ય પોતાના રૂપિયા ખર્ચીને માન-મોટાઈ મેળવે છે તો તે વ્યાવહારિક રીતે ઉચિત કાર્ય થયું, પરંતુ તમે રૂપિયા ખર્ચો અને માન-મોટાઈ મને મળે તો હું એ વાતનો વિરોધ કરું છું. તમે લોકો મારાં શરીર-સંબંધી કામ કરો છો; જે કામ રૂપિયા ખર્ચવાથી થઈ શકે તે મેં તમારી પાસે મફતમાં કરાવી લીધું. આ દેખીતી રીતે જ સકામ (અર્થાત્ સ્વાર્થ) છે. આમ, ડગલે-પગલે સ્વાર્થ રહેલો છે. હું પૂછું છું કે તમારી ઘડિયાળમાં કેટલા વાગ્યા છે? કામ આપનારો મળી જાય તો કામ લેવામાં

કસર રાખતો નથી. બીજાં માણસો તો માત્ર ક્રિયા જ જુએ છે, પણ ભીતરના ભાવને તો ભાવવાળો કે ભગવાન જ જુએ છે. જો મારો એવો ભાવ હોય કે હું તમારા ભલા માટે જ તમારી પાસેથી કામ લઉં છું, તો એ તો વધારે અહંકારની વાત થઈ. આપણે બધાંએ સ્વાર્થ છોડીને વ્યવહાર કરવો જોઈએ. ભીતરનો અને બહારનો બંને વ્યવહાર શુદ્ધ હોવા જોઈએ. સ્વાર્થનો ત્યાગ કરીને કરવામાં આવતી બહારની અને ભીતરની ક્રિયાઓ એકસમાન થવી જોઈએ. કોઈ પણ કામમાં કોઈની થોડીક પણ મદદ લેવી એમાં આપણી સ્વાર્થસિદ્ધિ જ છે.

સંન્યાસી માટે અન્ન-વસ્ત્ર સિવાય અન્ય કોઈ જરૂરિયાત નહીં હોવી જોઈએ; અને એવી કોઈ જરૂરિયાત છે તો તે સંન્યાસી નથી. તમામ જરૂરિયાતોને મિટાવી દઈને બધાં પ્રાણીઓને સહાય કરવી, અભયદાન આપવું. જે આશ્રમમાં રહીએ તેને લજાવવો નહીં જોઈએ. 'અભયદાન કરવું' એટલે કોઈ પણ પ્રકારે જરા જેટલું પણ કષ્ટ ન આપવું – અહિંસાધર્મનું પાલન કરવું. જાણી જોઈને કોઈને પણ કષ્ટ આપવું નહીં. કોઈ પણ જાતનો ઉદ્વેગ કરવો નહીં. આ પ્રકારનો ભાવ હૃદયમાં રાખીને મનુષ્યે સંન્યાસ લેવો જોઈએ. કોઈ પણ જાતની જરૂરિયાત રાખવી નહીં. 'તમારે શું જોઈએ?' એવું પૂછવું એ પણ કલંક છે એમ સમજવું. શાસ્ત્રોમાં જે વાતો લખેલી છે તેને લક્ષમાં લઈએ તો બધાંમાં ઊણપ છે. આપણે ગૃહસ્થ છીએ; સાધુ, બ્રાહ્મણ, વાનપ્રસ્થી કોઈને પણ, તેના થકી માંગ કરવામાં આવે અને આપણે ન આપીએ તો તે ગૃહસ્થાશ્રમનું પતન છે. કોઈ પણ યાચક આપણાથી અસંતુષ્ટ થઈને પાછો વળે તો તે આપણું પુણ્ય લઈ જાય છે; અને તેનાં પોતાનાં પાપ અહીં છોડતો જાય છે. આવી રીતે વાત વિચારીએ તો આપણામાં ઊણપ જણાશે. યાચકોને ભોજન કરાવીને ભોજન કરવું; સમસ્ત ભૂત-પ્રાણીઓને ભોજન આપીને, પિતૃઓને જળ અને દેવોને આહુતિ આપ્યા પછી જ ભોજન કરવું. પોતાનાં કાર્યોમાં ત્રુટિઓ જોતા રહેવામાં આવે તો ત્રુટિઓ જણાઈ આવશે અને ત્રુટિઓ નહીં જોવામાં આવે તો ત્રુટિઓ કાયમ રહી જશે. કોઈ માણસ પોતાની ત્રુટિઓ બતાવતો નથી; કોઈ બતાવે તો બચાવનો ખુલાસો આપવા તૈયાર હોય છે.

કોઈકને તો વળી તેની ત્રુટિ બતાવવાથી દુઃખ થાય છે, પણ ભય કે નિયમનું માન રાખી આપણને કહેતો નથી. સંસારમાં જો પોતાના દોષો સાંભળી-જાણીને પ્રસન્નતા થાય તો સમજવું જોઈએ કે દોષો ટકશે નહીં. આથી ઊલટું, કોઈ પોતાના દોષનો બચાવ-ખુલાસો આપે તો સમજવું જોઈએ કે તેણે હંમેશ માટે દોષોનું રજિસ્ટ્રેશન કરાવી લીધું, તેના દોષ કદીય નીકળશે નહીં. શસ્ત્રક્રિયા કરવામાં આવે, પણ બગાડ પૂરેપૂરો નીકળી જાય નહીં, તો તે ખતરનાક છે. પ્રત્યેક મનુષ્યે પોતાના દોષોને હસતાં-હસતાં ત્યજવા જોઈએ. આજકાલના છોકરા માતાપિતાને પ્રતિકૂળ વર્તે છે, તેમાં દોષ માતાપિતાનો છે. શરૂમાં જ તેને સારો બનાવ્યો હોત તો આજે આ દશા ન હોત. અમે નાનપણમાં જ્યારે બાળકો સાથે ઝઘડતા ત્યારે મનમાં એવી બીક રહેતી કે આ અમારા પિતાજીને કહી ન દે. એવું નહીં કરવા માટે અમે તેની ખુશામત કરતા. જો તે જઈને ફરિયાદ કરી જ દેતો, તો પિતાજી જ્યાં સુધી ઘરમાં હોય ત્યાં સુધી અમે ઘરે જતા નહીં. માતા કહેતી – પિતાજી ખાવાનું આપવાની મનાઈ કરતા ગયા છે. દસ મિનિટ પછી પિતાજી આવતા અને પૂછતા કે હવે પછી આવું નહીં કરોને? ત્યારે માથું હલાવીને એમની વાત સ્વીકારી લેતા. આ મારી બાબતમાં બનેલી વાત છે.

જે છોકરાને તેની બાલ્યાવસ્થામાં માતાપિતા શિક્ષા કરે છે તે છોકરો ખરાબ રસ્તે નથી ચડતો. તે માતાપિતા શત્રુ છે, કે જેઓ બાળકોને ખોટાં લાડ લડાવે છે, તેઓ ગળામાં છૂરી ભોંકે છે. છોકરા બાબતે ફરિયાદ સાંભળ્યા પછી તેને કશું કહેવામાં ન આવે, તો તે છોકરો બગડવાનો જ. આ જ પ્રમાણે, આપણી ખરાબ આદત – જૂઠ, કપટ, ચોરીની આદત અને આપણા દુર્ગુણો, દુરાચરણ વગેરેને બહાર પ્રગટ ન થવા દેવાં એ નરકમાં જવાનો સીધો માર્ગ છે.

તમારે જો પોતાનું કલ્યાણ કરવું છે તો આ બધા શત્રુઓને અંતઃકરણમાંથી દૂર કરો, સમૂળા બહાર કાઢી મૂકો. જ્યાં સુધી આ શત્રુઓ ભીતરમાં બિરાજમાન હશે ત્યાં સુધી નરકમાંથી છુટકારો મળશે નહીં. તેમના પ્રત્યે દયા ન જ કરવી. દુર્ગુણ, દુરાચાર દયાને પાત્ર નથી. કામ, ક્રોધ અને લોભ જડ પદાર્થો છે, તેઓ તો નિર્જીવ પદાર્થો છે, સજીવ પદાર્થો નથી. તેમને

આદર આપવો એ આળસ, નબળાઈ તેમ જ ત્રુટિ છે. તેમને તો બહાર કાઢવા જ જોઈએ. નિષ્કામ ભાવ રાખવો અને કાર્ય કરવું એ બંને સાથે થવાં જોઈએ. મમતા-અભિમાનનો ત્યાગ કરવો; ફલાસક્તિનો ત્યાગ કરવો. સ્વાર્થનો ભાવ કાર્યમાં નહીં આવવો જોઈએ. એ જ મહાપુરુષ છે.

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૨૧)

'શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે, અન્ય મનુષ્યો પણ તેવું જ આચરણ કરે છે; તે જે કંઈ પ્રમાણ કરી દે છે તેને અનુસરીને જ સમસ્ત જનસમુદાય વર્તન કરે છે.'

શ્રેષ્ઠ મનુષ્યને જ આદર્શ બનાવવો જોઈએ. ત્રેતાયુગમાં ભગવાન શ્રીરામ આદર્શ હતા. રાજા જનક, અશ્વપતિ, માંધાતા - એ આદર્શ પુરુષો હતા. યુધિષ્ઠિર આદર્શ પુરુષ હતા. વિદુરજી દાસીપુત્ર હોવા છતાં પણ આદર્શ પુરુષ હતા. વૈશ્યોમાં સમાધિ વૈશ્ય, તુલાધાર વગેરે આદર્શ હતા. શ્રવણ આદર્શ હતા, કે જેમની માતૃપિતૃ-ભક્તિ તથા રાજા દશરથ સાથેનો વર્તાવ અત્યંત ઉત્તમ હતાં. ત્રેતાયુગમાં મૂક ચાંડાલ આદર્શ હતો. બ્રાહ્મણો અને ઋષિઓમાં તો અસંખ્ય આદર્શ પુરુષો હતા, કે જેમની ગણતરી થઈ શકે તેમ નથી. ઉદ્દાલક, ધૌમ્યમુનિ, આરુણિ, યાજ્ઞવલ્ક્ય, જબાલાનો પુત્ર સત્યકામ, વેદવ્યાસ, વશિષ્ઠ, વામદેવ, આદર્શ પુરુષ જડ ભરત વગેરે ઉત્કૃષ્ટ કોટિના હતા. બધી જાતિઓમાં આદર્શ પુરુષો થયા છે. એમને અનુસરીને, આદર્શ રાખીને આપણે આચરણ કરવું જોઈએ. પ્રત્યેક યુગ અને કલ્પમાં હજારો પુરુષો થયા છે અને ભવિષ્યમાં પણ થતા રહેશે. જેમનો જન્મ આત્મકલ્યાણ માટે અને જગત-કલ્યાણ માટે છે તેમનો જ જન્મ સફળ છે. જે મનુષ્ય બીજાઓનું કલ્યાણ કરે છે તેનું પોતાનું કલ્યાણ પણ તેની અંતર્ગત થઈ જ જાય છે.

જ્યાં સુધી કામ, ક્રોધ, લોભ આ દોષો છે ત્યાં સુધી મનુષ્ય જમીન ઉપર નથી, ખાડામાં પડેલો છે. મોટા-મોટા દોષોનું વૈરાગ્યરૂપી શસ્ત્રથી છેદન કરી દેવું જોઈએ. પોતાની પાસે જે વસ્તુ છે તેમાં વધારો થાય એવી ઇચ્છા નહીં કરવી

જોઈએ. જેમ કે બે પુત્રો છે તો એવી ઇચ્છા નહીં કરવી જોઈએ કે વધુ એક પુત્ર થાય. રૂપિયા હોય, તો લાલસા વધારવી નહીં. જે કંઈ આપણી પાસે છે તેનાથી વધુ આપણને નહીં જોઈએ, આવી ઈચ્છા કલ્યાણ કરનારી છે. ભોગ-સામગ્રીમાં વધારો કરવાની ઈચ્છા પતન કરનારી છે. એવી ઈચ્છા મોતની, રોગની, વિષની ઈચ્છા કરવા બરાબર છે. માન-મોટાઈ, ધનસંપત્તિ, સંતાન વધારવાની ઈચ્છા ખતરનાક વસ્તુ છે. ભગવાનની એ વિશેષ દયા છે કે પુત્ર પેદા જ ન થયો હોય. માન-મોટાઈ થાય જ નહીં તો તે ભગવાનની અધિક વિશેષ દયા છે. તેથી એવી લાલસા મિટાવી દેવી જોઈએ. એ પિશાચિણી, ડાકણને ભીતરમાંથી બહાર કાઢીને તેને દૂરથી જ પ્રણામ કરવા. ભગવાન કહે છે –

**सन्तुष्टो येन केनचित्।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૨/૧૯)

સામ, દામ, દંડ, ભેદ જેવા કોઈ પણ પ્રકારે લાલસાને નિશ્ચયપૂર્વક ભીતરમાંથી બહાર કાઢવી. એ પછી આપણે જે કંઈ ઉત્તમ કર્મ - યજ્ઞ, દાન કે તપ કરીએ છીએ તે પણ કામનાને લીધે નહીં જ કરવું જોઈએ. દેવસેવા, તીર્થયાત્રા, વ્રત, ધર્મ વગેરે ઉત્તમ કર્મો કોઈ પણ કામનાના ઉદ્દેશ્યથી નહીં કરવાં જોઈએ. કર્મનો આરંભ કર્યા પછી પણ જો કામના આવી જાય તો તેનું એકદમ છેદન કરી નાખો. પ્રશ્ન એ થાય છે કે તો પછી કર્મ કરવું શા માટે? કર્મ કર્તવ્યબુદ્ધિથી કરો. સૌથી ઊંચી કોટિની વાત એ જ છે કે ભગવત્પ્રીત્યર્થ કર્મ કરવું, પોતાના આત્માના કલ્યાણ માટે કર્મ કરવું. એમ કરવાથી, પોતાનામાં જે દોષો, અપરાધ, વિકાર, ક્લેશ, ચિંતા, ભય અને અશાંતિ છે તે બધાંની સમાપ્તિ થઈ જશે અને હંમેશ માટે પરમ આનંદ તથા પરમ શાંતિની પ્રાપ્તિ થઈ જશે. આવો ઉદ્દેશ્ય રાખીને કર્મ કરો. આ કામના છે, પણ તે શુદ્ધ કામના છે. આનાથી ચઢિયાતું એ છે કે કર્મ પરમાત્માની પ્રસન્નતા માટે કરવામાં આવે. યજ્ઞ, દાન, તપ વગેરેનું ફળ નરક નથી, તેનું ફળ છે ઐહિક ઐશ્વર્ય, માન-મોટાઈ અને મરણ પછી સ્વર્ગની પ્રાપ્તિ. પરંતુ આ ફળમાં અને તિર્યક્ યોનિઓની પ્રાપ્તિમાં કોઈ ખાસ ફરક નથી. બેડી સોનાની હોય કે લોઢાની, બેડી જે કષ્ટ આપે તેમાં કોઈ ફરક નથી, બંધન તો બંનેની બાબતમાં છે જ. ભગવાન ગીતામાં કહે છે –

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते।**
**ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान्॥**
**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૯/૨૦, ૨૧)

'ત્રણે વેદોમાં વિધાન કરેલાં સકામ કર્મો કરનારા તથા સોમરસને પીનારા, પાપોમાંથી પવિત્ર થયેલા મનુષ્યો મને યજ્ઞો દ્વારા પૂજીને સ્વર્ગપ્રાપ્તિ ઈચ્છે છે. પોતાનાં પુણ્યોના ફળસ્વરૂપે ઈન્દ્રલોક પ્રાપ્ત કરીને, દેવતાઓના ભોગો ભોગવીને, પુણ્ય ક્ષીણ થવાથી મૃત્યુલોકને પામે છે. આ રીતે ત્રણે વેદોમાં કહેવાયેલાં સકામ કર્મોને શરણ થયેલા, ભોગોની કામનાવાળા મનુષ્યો વારંવાર આવાગમનને પ્રાપ્ત કરે છે.'

તે લોકો ઘૂમતા રહે છે અને તેઓ ફસાય છે તો ચક્કરમાં જ. સ્વર્ગની બેડી પણ રૂહેંટ જેવું જ બંધન છે. ભગવાન કહે છે –

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૯/૨૮)

'કર્મો મને અર્પણ કરવા માત્રથી તું શુભ-અશુભરૂપે કર્મના બંધનમાંથી મુક્ત થઈને મને પ્રાપ્ત કરી લઈશ.' બીજી વાત એ છે કે ભોગોમાં આસક્તિ થાય છે તો તે પોતાના આત્મા માટે બંધનકારક બની જાય છે. સત્ત્વગુણ પણ બંધનકારક છે.

**सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ।**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૪/૬)

નરકમાં લઈ જનારી બેડી કરતાં આ સારી છે, પરંતુ એને પણ વૈરાગ્યરૂપી શસ્ત્રથી છેદી નાખવી જોઈએ. સત્સંગ એ સરાણ (છરીની ધાર તેજ કરનારો પથ્થર) છે. ભોગરૂપી ફાંસાને કાપવા માટે હંમેશાં તૈયાર રહેવું. જડ-ચેતન, હર કોઈ પદાર્થ દ્વારા આપણે સ્વાર્થ સાધીએ છીએ. જડ પદાર્થ દ્વારા જો સ્વાર્થ સાધવામાં આવે તો આપણે ઋણી નથી બનતા, પરંતુ ચેતન

દ્વારા સ્વાર્થ સાધીએ છીએ તો આપણે ઋણી બની જઈએ છીએ.

તીર્થોમાં રહીને બીજાના અન્નથી નિર્વાહ કરવામાં આવે તો તીર્થનું ફળ તે લઈ લે છે. તેથી હંમેશાં સ્વાવલંબી બનીને નિર્વાહ કરવો જોઈએ. અલબત્ત, આ લોકો માટે છૂટ છે –

નોકર પાસેથી કામ લઈએ છીએ, તેના બદલામાં પગાર ચૂકવીએ છીએ. પુત્ર અને પત્ની પાસેથી પણ કામ લેવામાં આવે તો એમાં દોષ નથી, પણ આપણે સ્વાવલંબી તો નહીં જ કહેવાઈએ. શ્રીરામ વનમાં જવા તૈયાર થયા ત્યારે સીતા અને લક્ષ્મણ પણ સાથે જવા તૈયાર થયાં. ભગવાન તેમને પોતાની સાથે લઈ જવાની ના કહે છે. છેવટે, આગ્રહ કરાતાં તેમને સાથે લઈ ગયા. પોતાનું કામ જાતે કરવું જોઈએ અને બીજાની સેવા પણ લો, જો તેથી બીજાનો આદર થતો હોય અને તેને સંતોષ મળતો હોય.

પરાધીનતા એ બંધન છે અને તેને વૈરાગ્યરૂપી શસ્ત્રથી છેદી શકાશે. ભગવાન કહે છે –

**अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा।**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૫/૩)

કાપવા પાત્ર ચાર દોરડાં અર્થાત્ બંધનકર્તા દોરડાં જણાવ્યાં –

૧. પરતંત્રતાનું દોરડું – ન્યાયને લીધે પરતંત્રતા છે.
૨. બીજા પાસેથી સ્વાર્થ સિદ્ધ કરવા રૂપી દોરડું - તેનાથી ઋણ બંધાય છે.
૩. સ્વર્ગમાં આવાગમન રૂપી દોરડું – કારણ, એ કામનાનું દોરડું છે.
૪. તૃષ્ણા-લાલસાનું દોરડું.

પાંચમી વાત નિષ્કામ કર્મ કરવાની જણાવવામાં આવી છે. ભગવાન કહે છે –

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૨/૪૭)

ભગવાનની આજ્ઞા છે એમ માનીને શાસ્ત્રવિહિત કર્મ કરવાં જોઈએ. ફળ પ્રત્યે લક્ષ ન આપો. આ તો પરાયો બગીચો છે; એમાં ફક્ત ટહેલવાનો જ અધિકાર છે, ફૂલ-પાન તોડવાનો અધિકાર નથી. પાણી સીંચી શકો છો,

પણ તમે ફળ-ફૂલ તોડી શકો નહીં. જો તોડો છો તો તમે ચોર છો. તમે હક માનો છો તો તે અન્યાય છે. તમે જે કંઈ કર્મ કરી રહ્યા હો છો એ બધામાં પરમાત્મા તરફથી સહયોગ મળી રહ્યો છે. ફળમાં કોઈનો અધિકાર જો હોય તો તે પરમાત્માનો જ છે, તમારો શો અધિકાર છે? 'ફળનો ત્યાગ કરવો' એના કરતાં 'ફળની કામના ન કરવી' એ ઉત્તમ છે.

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૬/૧)

'જે મનુષ્ય કર્મ-ફળની અપેક્ષા નહીં રાખીને કર્તવ્ય કર્મ કરે છે તે સંન્યાસી અને યોગી છે; અને માત્ર અગ્નિરહિત બનનાર કે નિષ્ક્રિય રહેનાર સંન્યાસી કે યોગી નથી.' શુભ કર્મ, યજ્ઞ, દાન, તપ વગેરેના ફળની ઇચ્છા કરવી નહીં; ફળ આપવામાં આવે તોપણ તેનો સ્વીકાર કરવો નહીં. જો તેઓ આપે છે અને આપણે લઈએ છીએ તો શો વાંધો છે? ફળનો ઉદ્દેશ્ય તો એમાં નથી, પરંતુ ફળ આપવામાં આવે અને લઈ લઈએ એ સારી વાત નથી. એક વૈદ્ય નિષ્કામભાવે ઇલાજ કરી રહ્યો છે; તેને પૈસા આપવા લાગ્યા તો વૈદ્યે કહ્યું – 'અમે તો પ્રેમના સંબંધમાં કામ કર્યું છે.' આપનારાએ કહ્યું – 'અમે પણ પ્રેમના સંબંધે જ તો આપી રહ્યા છીએ.' વૈદ્યે સ્વીકાર કરી લીધો. આપનારો પોતાનું કર્તવ્ય સમજ્યો એ તેની સજ્જનતા છે; પરંતુ લેનારાની સજ્જનતા થોડી જ છે? આપનારાની પ્રશંસા થાય છે, લેનારાની નહીં. તેથી, આવો આપનારો મળી જાય તો તેના આપવા છતાં પણ સ્વીકાર કરવો નહીં. આવો સ્વીકાર કરવો એ ફળનો સ્વીકાર કરવા બરાબર છે. અહીં તો એવી વાત હોવી જોઈએ કે અમારો અધિકાર જ નથી, તો અમે કેવી રીતે લઈએ? તે જ રીતે આપણને ભગવાનના ઘરમાંથી બધી ચીજો મળી રહી છે, પણ આપણને લેવાનો અધિકાર નથી. માલિકનો-ભગવાનનો હુકમ છે – 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।'[1] ભગવાન આપે તોપણ લેવું નહીં. તમારે આપવું હોય તો માલિકને આપો. તમારી પાસેથી અમે લઈ લઈએ

૧. (શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૨/૪૭)

છીએ તો અમે અનધિકાર ચેષ્ટા કરીએ છીએ. આ પણ ગળાનો પાંચમો ફાંસો (ફાંસીનું દોરડું) છે. અહીં પણ છેદનારું શસ્ત્ર વૈરાગ્ય છે. ફળનો ત્યાગ તો થઈ ગયો, પરંતુ હેતુ રહ્યો છે. આ માટે ભગવાન કહે છે – 'मा कर्मफलहेतुर्भूः ।'[1] હેતુ પણ દોરડું છે, એ પણ બંધનકર્તા છે. કર્મના ફળનો હેતુ (અર્થાત્ કારણ) આસક્તિ છે. મમતા એટલે 'મેં કર્યું', 'મારાથી આ યજ્ઞ, દાન, તપરૂપી કાર્ય થયું' આમાં અહંકાર છે. આસક્તિ અને મમતા એ ગળાનો ફાંસો છે. જો આસક્તિ હશે તો તમારે સંસારમાં આવવું પડશે. આસક્તિનું મૂળ રાગ છે અને તેને વૈરાગ્યથી છેદી શકાય છે.

પ્રશ્ન થાય છે કે તો પછી કર્મ કરીએ જ શા માટે? – કર્મમાત્રને ત્યજી જ દઈએ. તો, ભગવાને આગળ કહ્યું છે – 'मा ते सङ्गोस्त्वकर्मणि।'[2] કર્મમાં પ્રીતિ છે, તો તે દોષ છે. એના કરતાં વધારે દોષ કર્મ નહીં કરવામાં છે. અહીં, આળસ તમોગુણ છે. કર્મ નહીં કરવા કરતાં કર્મ કરીને ફલેચ્છા કરવી એ સારું છે. આળસ, પ્રમાદ, કર્મની અવગણના એ તામસી છે. તેના કરતાં રજોગુણ સારો છે. રજોગુણથી સત્ત્વગુણ સારો છે અને તેનું ફળ પરમાત્માની પ્રાપ્તિ છે.

સાતમો ફાંસો પણ એક છે – સૂક્ષ્મ વાસના અને સૂક્ષ્મ અભિમાન. તેમને પણ તેઓ આગળ વધે તે પહેલાં ખતમ કરવાનાં છે. સૂક્ષ્મ વાસના : અન્ય કોઈ કામના નહીં, પણ હું કાયમ રહું, પોતાના જીવનની ઇચ્છા, હું મૃત્યુ ન પામું એટલું જ નહીં પણ મારું શરીર કાયમ રહે – આ પણ સૂક્ષ્મ વાસના છે. ન તો મરવાની અને ન તો જીવવાની, કોઈ પણ ઇચ્છા કરવી નહીં. કર્મ કરીને જો એવો ભાવ થયો કે આ મેં કર્યું, તો એ દોષ છે. ભગવાનની સેવા કરી, મનમાં થયું કે મેં કરી, તોપણ એ દોષ છે, ત્યાજ્ય છે. જ્યાં સુધી કર્તાપણાનું અભિમાન છે ત્યાં સુધી ખરાબી છે, શુદ્ધ અભિમાન છે. આ વાત સાંભળીને તે શરમાશે, તેને દુઃખ-શોક થશે, તે સાંભળવા નહીં ઇચ્છે. અહંકાર નહીં હોય તો લજ્જા અને દુઃખ-શોક નહીં હોઈ શકે.

~~~~

૧. (શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૪૭) ૨. (શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૪૭)
~~~~

# ભાવનું પ્રાધાન્ય

ભીતરના ભાવનું પ્રાધાન્ય છે. બહારના વ્યવહારમાં સ્વાર્થનું કામ થઈ જાય તોપણ બાધ નથી. ફળની ઈચ્છા છૂટી જાય તોપણ આસક્તિ રહી જતી હોય છે –

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૧૮)

'તે મનુષ્યની કર્મ કરવામાં અને કર્મ નહીં કરવામાં આસક્તિ હોતી નથી.'

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૪૭)

'તારો અધિકાર કર્મ કરવામાં છે, તેના ફળમાં કદી પણ નહીં. તેથી તું કર્મોના ફળનો હેતુ થઈશ નહીં અને કર્મ નહીં કરવામાં પણ તારી આસક્તિ ન થાઓ.'

કર્મ નહીં કરવાની પ્રવૃત્તિ ન થઈ જાય, એ માટે ભગવાન કહે છે – 'તે મનુષ્યની કર્મ નહીં કરવામાં પણ આસક્તિ હોતી નથી.' ભગવાને ક્યાંક રાગનો, તો ક્યાંક રાગદ્વેષનો ત્યાગ કરવા જણાવ્યું છે –

**यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते।**
**सर्वसंकल्पसंन्यासी योगरूढस्तदोच्यते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૪)

'જે મનુષ્ય જ્યારે ઈન્દ્રિયોના ભોગોમાં તેમ જ કર્મોમાં આસક્ત થતો નથી ત્યારે સર્વ સંકલ્પોનો ત્યાગ કરનાર તે યોગારૂઢ કહેવાય છે.'

કર્મ અને ભોગ-પદાર્થ એ બંનેમાં આસક્તિની સંભાવના રહેલી હોવાથી તે બંનેનો ત્યાગ કરવા જણાવ્યું છે. એ જ રીતે રાગના ત્યાગની સાથે દ્વેષનો ત્યાગ પણ થઈ જાય છે, કારણ કે 'अविद्याक्षेत्रम् उत्तरेषाम्।' કામનાના આઘાતથી દ્વેષ થાય છે, તેથી મૂળ કારણ કામના અને આસક્તિનો ત્યાગ છે.

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૫૯)

'ઇન્દ્રિયો દ્વારા વિષયોને ગ્રહણ નહીં કરનાર મનુષ્યના પણ માત્ર વિષયો તો નિવૃત્ત થઈ જ જાય છે, પરંતુ વિષયોમાં રહેનારી આસક્તિ નિવૃત્ત થતી નથી. સ્થિતપ્રજ્ઞ મનુષ્યની તો આસક્તિ પણ પરમાત્માનો સાક્ષાત્કાર કરીને નિવૃત્ત થઈ જાય છે.'

અનાસક્ત થઈ જવાથી દ્વેષ અને અભિમાનનો અભાવ થઈ જાય છે; કામ, ક્રોધ, લોભ એ બધાનો પણ આપોઆપ અભાવ થઈ જાય છે.

**सङ्गात्संजायते कामः।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૬૨)

કામના, દ્વેષ, સુખ, દુઃખ, સ્થૂળ દેહપિંડ, ચેતના, ધૈર્ય – આ બધા વિકારો છે. જે રીતે સુખ-દુઃખમાં સમતા રાખવાનું જણાવ્યું, ત્યાં હર્ષ-શોકનો અભાવ એવો અર્થ લેવો જોઈએ. 'कामक्रोधवियुक्तानाम्'[१] કહો, કે પછી 'रागद्वेषवियुक्तैस्तु'[२] કહો – બંને એક જ વાત છે. ગીતાના અંતમાં 'ત્યાગ દ્વારા ભગવાનની પ્રાપ્તિ' એમ કહેવામાં આવ્યું છે તેમાં નિષ્કામભાવની વ્યાખ્યા છે. સ્વાભાવિક રીતે જ કોઈ મનુષ્યમાં રાગ-દ્વેષ ઓછા હોય છે તો કોઈમાં વધારે હોય છે. ભજન-ધ્યાનથી તે ઓછા થઈ જાય છે, તન્મય થઈ જવાથી ઓછા થઈ જાય છે. મહર્ષિ પતંજલિએ બતાવ્યું છે કે મન

૧. શ્રીમદ્ભગવદ્ગીતા - ૫/૨૬.
૨. શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૬૪.

તપ, સ્વાધ્યાય, ઈશ્વર-પ્રણિધાનથી તન્મય બને છે. જ્યાં ભક્તિના પ્રકારો બતાવ્યા છે તેમાં શરણનો પણ સમાવેશ બતાવ્યો છે અને જ્યાં શરણના પ્રકાર બતાવવામાં આવે છે તેમાં ભક્તિનો સમાવેશ થાય છે. 'मत्कर्मकृत्'[૧] માં જો 'મારામાં પરાયણતા' (અર્થાત્ તન્મયતા) છે, તો તેની અંતર્ગત ભક્તિ છે. 'मन्मना भव'[૨]માં પણ ભક્તિના પ્રકારો બતાવ્યા છે, ત્યાં શરણાગતિ તેની અંતર્ગત છે. એક માણસ રૂપિયા કમાવા માટે વેપાર કરે છે, તેનું લક્ષ્ય રૂપિયા હોવાથી તેને લોભ જ લોભ દેખાશે. જેનું મૂળ લક્ષ્ય લોકોપકાર છે તેના પ્રત્યેક વ્યવહારમાં લોકોપકાર જ હશે. જેનાં કાર્ય રાગદ્વેષના નાશ માટે છે તેનો વ્યવહાર તેવો જ રહેશે, રાગદ્વેષનો અભાવ જ રહેશે; અને જેનાં કાર્ય સ્વાર્થ માટે છે તેનામાં રાગદ્વેષ આવશે જ. હૃદયમાં જો રાગદ્વેષના અભાવનો ઉદ્દેશ્ય રાખવામાં આવે તો કર્મ ઉચ્ચ કોટિનું બની શકે છે. જે વાત તર્કપ્રમાણોથી, શાસ્ત્રોથી સમજવામાં આવે છે તેમાં શ્રદ્ધાની ઊણપ છે. વૈદ્ય કુપથ્ય (અસેવનીય પદાર્થ) બાબતે સાવધાન કરે છે, મનુષ્ય સમજી પણ જાય છે કે આ કુપથ્ય છે અને તેમ છતાં તે સેવન કરે છે. આ માટે બે કારણો છે – કાં તો તેને પદાર્થોમાં આસક્તિ છે માટે તે કુપથ્યનું સેવન કરે છે અથવા તો તેનામાં અશ્રદ્ધા છે તેથી તે (વૈદ્યની સૂચનાનું) પાલન કરતો નથી. તેથી, ભગવાને નિષ્કામ કર્મના પ્રકરણમાં ફળત્યાગ અને આસક્તિત્યાગ કરીને કર્મ કરવાનું કહ્યું છે –

**नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम्।**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૨૩)

'જે કર્મ શાસ્ત્રનિયત હોય અને કર્તાપણાના અભિમાનથી રહિત કરવામાં આવે તથા ફલેચ્છા નહીં રાખનારા મનુષ્ય વડે રાગદ્વેષરહિત કરવામાં આવે તે કર્મ સાત્ત્વિક કહેવાય છે.'

---

૧. શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૧/૫૫. ૨. શ્રીમદ્ભગવદ્ગીતા - ૯/૩૪.

કર્મ એ સાપ છે, કર્મમાં જે આસક્તિ છે એ વિષ છે. આસક્તિ ન હોય તો ભલેને સાપ ગળામાં ભરાવેલો હોય, કોઈ વાંધો નહીં. સાપના વિષવાળા દાંતને કાઢી નાખવો એ જ મહત્ત્વનું છે. સાધકો કહે છે, આપણે સાંભળીએ છીએ; પરંતુ એ સમજાઈ જાય તો કામ બની જાય. થોડુંઘણું સમજીએ – માનીએ તો છીએ, પરંતુ શ્રદ્ધાની ઊણપને કારણે પૂરેપૂરું માનતા નથી. આમાં વૈરાગ્ય, ઉપરતિ ઘણાં ખપ લાગે છે. તેથી વૈરાગ્ય, ઉપરતિની વૃત્તિ રાખવી જોઈએ.

વિવેક, વૈરાગ્ય, ભગવાનનું ભજન-ધ્યાન, વૈરાગ્યવાન મનુષ્યોનો સંગ વગેરેથી વૈરાગ્ય થાય છે. વૈરાગ્યની વૃત્તિ વારંવાર કેળવવાથી લાભ થાય છે. ભજન-ધ્યાનથી જે લાભ થાય છે તે કર્મફળનો ત્યાગ કરવાથી થઈ જાય છે. ફળનો ત્યાગ વૈરાગ્યથી થાય છે. સંગ જ રોકનારી વસ્તુ છે. કંચન, કામિની, માન-મોટાઈમાં આસક્તિ હોવાને કારણે તેનો ત્યાગ કરવાનું મુશ્કેલ છે, પરંતુ વૈરાગ્ય થઈ જાય તો એ મુશ્કેલ નથી. ભગવાનના ભજન-ધ્યાનમાં પ્રેમ અને સંસારના ભોગોમાંથી વિરક્તિ – આટલું જ તો કરવાનું છે, જે આપણને પહાડ જેવું અર્થાત્ મુશ્કેલ લાગી રહ્યું છે. સાંસારિક પદાર્થોમાં વિશ્વાસ અને સુખાનુભવ થતો રહે છે અને પરમાત્માના વિશ્વાસમાં ઊણપ રહે છે તથા સુખાનુભવ થતો નથી; તેથી વિવેક, ગુણ-બુદ્ધિ – કોઈ પણ પ્રકારે પરમાત્મામાં વિશ્વાસ કરવો જોઈએ. વિચાર અનુસાર જેટલું સાધન કરવું જોઈએ તેટલું આપણે કરી શકતા નથી, એમાં કારણભૂત શરીર અને સંસારમાં આસક્તિ છે તે છે. વળી, શ્રદ્ધામાં ઊણપ હોવી એ સાધન કરવામાં ચશમપોશી છે; ઉત્સાહહીનતાનું કારણ અવિશ્વાસ જ છે. ભગવાને કહ્યું છે – 'श्रद्धावाँल्लभते ज्ञानम्।'[૧] 'શ્રદ્ધાવાન જ્ઞાન પ્રાપ્ત કરે છે.' વર્તમાનકાળમાં જે સંતોષ છે કે ભગવાન વિના કામ ચાલી શકે છે, એ જ અવરોધ છે. પરમાત્મામાં શ્રદ્ધા થવાથી સંસારમાંથી ઉપરતિ

---

૧. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૪/૩૯.

થાય છે. શાસ્ત્ર, મહાત્મા, ઈશ્વર, પરલોકમાં વિશ્વાસ થઈ જાય કે આ વાત બરાબર છે તો આપમેળે જ સંસારમાંથી મન ઊઠી જશે.

ધ્યાન કરી રહ્યા છીએ એ સારું છે; પણ ધ્યાન કરતાં કરતાં ઊંઘી ન જવાય એનો ખ્યાલ રાખવો. સુષુપ્તિ અને સમાધિ એ બંનેમાં ક્રિયાનો અભાવ છે, પણ સુષુપ્તિ તામસી છે અને સમાધિ સાત્ત્વિક છે – આટલો ફરક છે. લક્ષ્ય છૂટી જવાથી અને મોહવૃત્તિ થવાથી નિદ્રાવૃત્તિ થઈ જાય છે.

આપણી વર્તમાન સ્થિતિ સંતોષજનક નથી એવી ધારણા થાય તો આગળ વધવાને ગુંજાશ છે. સંતોષ ન કરો. કોઈ એમ સમજી લે કે મને પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ છે, મારે માટે હવે કશું જ કર્તવ્ય રહ્યું નથી, તો તેણે આવી ભાવના નહીં કરવી જોઈએ. જ્યાં સુધી આવી ભાવના-માન્યતા છે ત્યાં સુધી ગરબડ છે.

~~~~
~~~~

# સાચું સુખ

ભૌતિક સુખ માટે સૌ પ્રયત્ન કરે છે, પરંતુ આધ્યાત્મિક સુખને તો લોકો સમજતા જ નથી. એ સુખ આપણા ઋષિ-મુનિઓને મળ્યું હતું. તેમની પાસેથી બધાંને બોધ મળતો હતો. 'મનુસ્મૃતિ'માં અને બધાં શાસ્ત્રોમાં પણ જણાવવામાં આવ્યું છે કે એ સુખ એવું છે કે જે પ્રાપ્ત થવાથી અન્ય કોઈ ચીજની જરૂર રહેતી નથી. ગીતામાં કહેવામાં આવ્યું છે –

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।**
**यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते॥**
**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम्।**
**स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૨૨, ૨૩)

'પરમેશ્વરની પ્રાપ્તિરૂપ લાભ પ્રાપ્ત કર્યા પછી તેના કરતાં બીજા લાભને અધિક માનતો નથી અને જે તે અવસ્થામાં સ્થિત યોગી ઘણા ભારે દુઃખથી પણ ચલાયમાન થતો નથી તથા જે દુઃખરૂપ સંસારના સંયોગથી રહિત હોય છે તથા જેનું નામ યોગ છે તેને જાણવો જોઈએ. તેવો યોગ તત્પર બનેલા ચિત્ત થકી નિશ્ચયપૂર્વક કરવો એ કર્તવ્ય છે.' જ્યાં દુઃખોનો સદંતર અભાવ છે, જેનું નામ યોગ છે તેવા યોગને કટિબદ્ધ થઈને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. ઈશ્વરે આપણને વિવેકબુદ્ધિ આપેલી છે. આ લૌકિક સુખોથી કદી શાંતિ મળી નથી. જે સુખ આપણને મળે છે તે ક્ષણિક મળે છે. ઋષિજનો કહે છે કે પરમાત્માવિષયક સુખ અસીમ છે, તે એક વાર મળી ગયું તો પછી તેનો વિનાશ થતો નથી. તેમાં અત્યંત સુખ અને શાંતિ છે. તે એવી સુખ-શાંતિ છે કે જે મનુષ્યદેહમાં જ મળી શકે છે. પશુઓને આ સુવિધા ક્યાં છે? તેમનામાં સાધન

નથી, જ્ઞાન નથી, તેમને અધિકાર નથી – એ બધી ચીજો મનુષ્યને મળેલી છે. તેથી જ્યાં સુધી શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી ભરસક પ્રયત્ન કરવો જોઈએ. રૂપિયા કમાવામાં જિંદગીપર્યંત સમય વિતાવવામાં આવે છે, પરંતુ મૃત્યુ થઈ જતાં તે રૂપિયાઓનો આપણને શો વિશેષ લાભ છે? જીવનનું પણ કોઈ ઠેકાણું નથી. આપણે રૂપિયાઓને છોડીને ચાલી જઈશું અને રૂપિયા આપણને છોડીને ચાલી જશે. માટે, એ તો દુઃખદાયી જ છે અને ક્ષણિક છે. તો, સાચી ચીજ શી છે? ભગવાને ગીતામાં બતાવ્યું છે –

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૧૬)

'અસત્ વસ્તુનું અસ્તિત્વ છે જ નહીં અને સત્ વસ્તુનો અભાવ નથી. આ રીતે આ બંનેય તત્ત્વો તત્ત્વદર્શી મનુષ્યો દ્વારા જોવામાં આવે છે.'

પોતાના પુરુષાર્થથી સુખ-શાંતિ મળતાં નથી, તેથી ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ. પદાર્થોના સંગથી સુખ-શાંતિ મળી શકતાં નથી. સાચું-અસલી સુખ અને શાંતિ પરમાત્મપ્રાપ્તિમાં છે. આપણે તો ભૌતિક સુખો તરફ દોડી રહ્યાં છીએ અને ત્યાં આપણને સુખની પ્રતીતિ થઈ રહી છે. પણ સુખ ક્યાં છે? પ્રતીતિ થાય છે તે તો ભ્રાંતિને લીધે થાય છે. પુષ્પમાં જે ગંધ છે તે ક્ષણિક છે. વાસ્તવમાં ગંધ નથી. જો સ્થાયી સુખ હોત તો પુષ્પને નાકની પાસે જ બાંધી દેત. તે જ રીતે કાનોથી સારું ગીત સાંભળીએ છીએ, પણ ઘણી વાર સાંભળવાથી તે જ ગીતથી અરુચિ થઈ જાય છે. વાસ્તવમાં જો તે સાચું સુખ હોત તો વારંવાર તેનું સેવન કરવા છતાંય અરુચિ ન થાત. દૂધ ઘણી સારી ચીજ છે. પાશેર જેટલું અત્યારે પીધું, અત્યારે બાકી રાખેલું પાશેર દૂધ કાલે પીએ છીએ તો સ્વાદ બદલાઈ જાય છે. તે જ સમયે બાકી રાખેલું દૂધ વળી ત્રીજે દિવસે પીએ છીએ તો તેમાં સ્વાદ હોતો નથી, ગુણ હોતો નથી. તેનું નામ-રૂપ બધું જ બદલાઈ જાય છે. પંદર દિવસ સુધી રાખી મૂકેલા દૂધમાં એનો ગુણ..., ગુણ હોવાની તો વાત જ ક્યાંથી, તેનાથી ઘૃણા જ થઈ જાય છે. તેમાં જે સુખ-શાંતિ છે, તે પણ ક્ષણિક છે. સાચું સુખ-

અસલી સુખ એક પરમાત્માને બાદ કરતાં અન્ય કશામાં નથી.

પરમાત્મા છે, તેમનામાં વિશ્વાસ કરીને તેમના શરણે થવું જોઈએ. ભગવાને ગીતામાં કહ્યું છે –

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत।**
**तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम्॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૮/૬૨)

'હે ભારત! તું સર્વભાવે અર્થાત્ દરેક પ્રકારે તે પરમેશ્વરના જ અનન્ય શરણમાં થા. તે પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિ અને પરમ ધામને પ્રાપ્ત કરીશ.' જે મનુષ્ય વાસુદેવના શરણે છે, આશ્રિત છે અને તેમના પર નિર્ભર છે તે તમામ પાપોથી મુક્ત થઈને પરમ શાંતિને પ્રાપ્ત કરી લે છે.

આપણા ઉપર કોઈ આપત્તિ આવી, તેને કોઈ દૂર કરી શકતું નથી, માતા-પત્ની એ બધાંમાંથી કોઈ દૂર કરી શકતું નથી.

મહર્ષિ પતંજલિએ કહ્યું છે – 'हेयं दुःखमनागतम्।'

ભવિષ્યમાં દુઃખ ન થાય એ માટે પ્રયત્ન કરવો જોઈએ. આપણા જીવનને એવા કામમાં લગાડી દેવું જોઈએ કે જેથી સુખ-શાંતિ મળે. આપણે જોઈએ છીએ કે વાઈસરૉયને પણ સુખ-શાંતિ નથી, મોટા મોટા રાજા-મહારાજાઓને પણ સુખ-શાંતિ નથી. મહર્ષિ દધીચિ પરમાત્માના ધ્યાનમાં બેઠા છે, તે સમયે ત્રિલોકના રાજા ઈન્દ્ર આવ્યા. ઋષિનું ધ્યાન તૂટ્યું ત્યારે ઈન્દ્રે તેમને પ્રણામ કર્યા અને પ્રાર્થના કરી કે 'તમે જે સુખનો અનુભવ કરો છો તે સુખ પ્રાપ્ત કરવા સારુ મને ઉપદેશ આપો.' મહર્ષિએ હસીને કહ્યું કે, 'તું એનો અધિકારી નથી. તું ઈન્દ્રાણી સાથેના ભોગમાં જે સુખનો અનુભવ કરે છે તે જ સુખનો અનુભવ ભૂંડ ભૂંડણ સાથેના ભોગમાં કરે છે.'

આહાર, નિદ્રા, ભય અને મૈથુન તો પશુઓમાં પણ છે. જે મનુષ્ય ભૌતિક સુખોને તિલાંજલિ આપી દે છે તેને જ અસલી સુખ મળે છે. ભાગવત, ગીતા, રામાયણ બધા ગ્રંથોમાં એક જ વાત કહી છે કે પરમ સુખની પ્રાપ્તિ કરવી જોઈએ. મોક્ષ મેળવવા માટે જૈન લોકો કપરું કષ્ટ સહે છે. આપણે ત્યાં સાતમા લોકમાં ગયેલો પાછો આવતો નથી. બધા જ સંપ્રદાયો એવું માને છે કે તે અસલી

સુખ આ મનુષ્ય-જન્મમાં મળી શકે છે. વૈદિક સનાતન ધર્મ વાસ્તવમાં પ્રાચીન છે અને બધા ધર્મો તેમાંથી ઉદ્‌ભવ્યા છે. શ્રુતિઓ અને સ્મૃતિઓ કહે છે –

**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः।**

(ઈશાવાસ્યોપનિષદ - ૭)

'તે અવસ્થામાં એકમાત્ર પરમેશ્વરનો નિરંતર સાક્ષાત્કાર કરનાર મનુષ્યને તો વળી શો મોહ અને શો શોક?'

**धीरो हर्षशोकौ जहाति।**

(કઠોપનિષદ - ૧/૨/૧૨)

'ધીરપુરુષ હર્ષ અને શોકનો પરિત્યાગ કરી દે છે.'

ગીતા કહે છે –

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૨/૧૫)

'જેનાથી કોઈ પણ જીવ ઉદ્વેગ પામતો નથી અને જે સ્વયં પણ કોઈ જીવથી ઉદ્વેગ પામતો નથી તથા જે હર્ષ, અમર્ષ, ભય, ઉદ્વેગ ઈત્યાદિથી રહિત છે તે ભક્ત મને પ્રિય છે.' આપણે પ્રયત્ન કરવો જોઈએ. એવો જ પ્રયાસ કરવો જોઈએ કે આપણા શરીરને અગ્નિમાં નાખી દેવામાં આવે તોપણ તે શાંતિમાં કોઈ બાધ આવે નહીં; આનંદમાં મગ્ન જ રહીએ. ઉદાહરણ - પ્રહ્‌લાદજીનાં, સુધન્વાનાં સુખ-શાંતિમાં કોઈ બાધ આવ્યો નહીં; તેઓ તો આનંદમાં જ મગ્ન રહ્યા. તેઓ એવા આનંદમગ્ન છે કે જેથી તેમના શરીરને કોઈ બાધ આવતો નથી. આત્માનું સ્વરૂપ ગીતામાં આ પ્રકારે બતાવવામાં આવ્યું છે –

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૨/૨૪)

'આ આત્મા નિઃસંદેહ અ-છેદ્ય છે, અ-દાહ્ય છે, અ-કલેદ્ય છે અને અ-શોષ્ય છે તથા આ આત્મા નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે.'

**न जायते म्रियते वा कदाचि-**
**न्नायं भूत्वा भविता वा न भूयः।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो**
**न हन्यते हन्यमाने शरीरे॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૨/૨૦)

'આ આત્મા કદાપિ જન્મતો નથી અને મરતો નથી અથવા આ આત્મા ઉદ્ભવીને ફરીવાર ઉદ્ભવનાર નથી; કારણ કે તે અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે તથા તે શરીરનો નાશ થતાં પણ નાશ પામતો નથી.'

જન્મવાનું અને મરવાનું શરીરને હોય છે, આત્માને નહીં. ભક્તિમાર્ગે કે જ્ઞાનમાર્ગ, કોઈ પણ માર્ગે ચાલવાથી, શરીરનો નાશ થવા છતાં આત્માનો નાશ થતો નથી.

હાથમાં સડો થઈ જાય અને હાથ કાપી નાખવામાં આવે, પછી એ કપાયેલા હાથને કાપવામાં આવે કે બાળવામાં આવે તો પીડા થતી નથી; કારણ કે તેનાથી હવે કોઈ સંબંધ નથી. તમે પ્રત્યક્ષ જોઈ રહ્યા છો, પણ તમારો તેની સાથે કોઈ સંબંધ નથી. જેવા હાથ છે તેવા પગ છે અને તેવું જ આખું શરીર છે. પગ કપાઈ જવા છતાં તમે જીવો છો, મરી જતા નથી. આ હાથના ઉદાહરણથી સમજી લેવું જોઈએ કે વ્યક્તિનો આ શરીર સાથે કોઈ સંબંધ નથી. આથી સ્પષ્ટ છે કે શરીરનો નાશ થવાથી આપણો નાશ થતો નથી. આ વાતનું જ્ઞાન ભગવદ્ભક્તિથી થાય છે.

**मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम्।**
**कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च॥**
**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૦/૯, ૧૦)

'નિરંતર મારામાં ચિત્ત લગાડનારા અને મારામાં જ પોતાના પ્રાણનું અર્પણ કરનારા ભક્તજનો હરહંમેશ મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પરને મારો પ્રભાવ જણાવતા રહીને તથા મારું જ કથન કરતા રહીને સંતુષ્ટ થાય

છે અને મારામાં - વાસુદેવમાં જ નિરંતર રમમાણ રહે છે. તેવા નિરંતર મારા ધ્યાનમાં લાગેલા અને મને પ્રેમપૂર્વક ભજનારા ભક્તજનોને હું આ તત્ત્વજ્ઞાનરૂપ યોગ આપું છું, જેથી તેઓ મને પ્રાપ્ત કરી જ લે છે.' આવા ભક્તોને ભગવાન પરમ શાંતિ અને પરમ આનંદ આપે છે. આપણે તેમની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. આ સુખનો થોડો અનુભવ તેમનું ધ્યાન કરવાથી થઈ શકે છે. ભગવાને ઇન્દ્રિયજન્ય સુખને રાજસી કહ્યું છે, નિંદ્રા-આળસના સુખને તામસી અને ધ્યાનજનિત સુખને સાત્ત્વિક, ગુણાતીત, અસલી સુખ કહ્યું છે. અસલી સુખ મેળવવા માટે બધાનો પરિત્યાગ કરવો જોઈએ. મહાત્મા બુદ્ધે રાજ્યસુખનો ત્યાગ કર્યો. ગૌરાંગ મહાપ્રભુએ, ગોપીઓએ સર્વસ્વનો ત્યાગ કરીને પરમ સુખ અને પરમ શાંતિ પામવા પ્રયત્ન કર્યો અને પ્રાપ્તિ કરી. આપણી બાબતમાં એ શોક-શરમ અને દુઃખની વાત છે કે આપણે અહીં સત્સંગમાં એ જ કામ માટે આવીએ છીએ, પણ તે સુખ-શાંતિ પ્રાપ્ત કર્યા વગર જ ઘરે ચાલી જઈએ છીએ. તેથી અત્યંત વ્યાકુળ થઈને અતિ-તત્પરતાપૂર્વક અને વિવેકપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ. તુલસીદાસજીએ કહ્યું છે –

**सो परत्र दुख पावइ सिर धुनि धुनि पछिताइ।**
**कालहि कर्महि इस्वरहि मिथ्या दोस लगाइ॥**

વેદમાં કહ્યું છે – 'उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत।' ગીતા વગેરે તમામ શાસ્ત્રો આ જ વાત કહે છે, ચેતવણી આપે છે. આ બધી ચીજો તમારી સાથે નહીં આવે; શરીર, ધન કશું પણ તમારી સાથે નહીં આવે. મરણ પછી મન-બુદ્ધિ તમારી સાથે આવશે, માટે તેમાં ઉત્તમ ચીજોને દાખલ કરો; ક્ષમા, શાંતિ, સંતોષ તેમાં ભરો; કામ, ક્રોધને બહાર કાઢો; બુદ્ધિને શુદ્ધ અને નિર્દોષ બનાવો અને તેમાં જ્ઞાન ભરો. સૂક્ષ્મ બુદ્ધિથી તે સુખનો અનુભવ થાય છે –

**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૨૧)

'જે અવસ્થામાં સ્થિત તે યોગી પરમાત્માના સ્વરૂપથી વિચલિત થતો જ નથી.'

તેથી, તે આનંદની ખોજ કરવી જોઈએ. ભગવાને કહ્યું છે

**अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૫/૩)

'અહંતા, મમતા અને વાસનારૂપી અતિ દઢ મૂળવાળા સંસારરૂપી પીપળાના વૃક્ષને દઢ વૈરાગ્યરૂપી શસ્ત્રથી છેદીને સંસારના સંકલ્પો છોડી દે.' જે સંસાર કંટકરૂપે તમારામાં પ્રવેશી રહ્યો છે તેને વૈરાગ્યરૂપી શસ્ત્રથી છેદી નાખો અને પરમાત્માનું શરણ લો.

**तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૫/૪)

'જે પરમેશ્વર દ્વારા આ પુરાણા સંસાર-વૃક્ષની પ્રવૃત્તિ વિસ્તાર પામી છે તે આદિપુરુષ નારાયણના શરણમાં હું છું' - આ પ્રકારે દઢ નિશ્ચય કરીને તે પરમેશ્વરનું ચિંતન-મનન અને નિદિધ્યાસન કરવું જોઈએ.

પરમાત્માના શરણે ગયેલા મનુષ્યને માન-આસક્તિનો દોષ નથી લાગતો.

**निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः।**
**द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत्॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૫/૫)

'જેનામાંથી માન અને મોહ નાશ પામ્યાં છે, જેમણે આસક્તિના દોષને જીતી લીધો છે, જેમની પરમાત્માના સ્વરૂપમાં નિત્ય સ્થિતિ છે અને જેમની કામનાઓ પૂર્ણપણે નાશ પામી ચૂકી છે તેવા સુખ-દુઃખ નામના દ્વન્દ્વોથી વિમુક્ત થયેલા જ્ઞાનીજનો તે અવિનાશી પરમપદને પ્રાપ્ત કરે છે.'

જેઓ નિત્ય-નિરંતર પરમાત્માના ધ્યાનમાં મસ્ત છે, જેમની કોઈ કામના નથી, જેઓ સંસારનાં સુખ-દુઃખથી રહિત છે તેવા મૂઢભાવ-રહિત જ્ઞાનીઓ તે પદને મેળવે છે –

**न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः।**
**यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૫/૬)

'તે પરમ પદને નહીં સૂર્ય, નહીં ચંદ્ર અને અગ્નિ પણ પ્રકાશિત કરી શકતો નથી; તથા જે સ્વયંપ્રકાશિત પરમ પદને પ્રાપ્ત કરીને મનુષ્યો પુનઃ સંસારમાં નથી આવતા તે જ મારું પરમધામ છે.' તે પરમધામને પ્રાપ્ત કરી લેવાથી હંમેશ માટે સુખ-શાંતિ થઈ જાય છે. જ્ઞાનના સિદ્ધાંત પ્રમાણે આ પરમધામ સર્વત્ર છે, જ્યારે ભક્તિમાર્ગ મુજબ એ સાતમું લોક છે. ફળ તો એક જ છે.

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૫/૫)

'જ્ઞાનયોગીઓ વડે જે પરમધામ પ્રાપ્ત કરવામાં આવે છે તે જ પરમધામ કર્મયોગીઓ વડે પણ પ્રાપ્ત કરવામાં આવે છે. તેથી જે મનુષ્ય જ્ઞાનયોગને અને કર્મયોગને ફળરૂપે એક જ જુએ છે તે યથાર્થ જુએ છે.'

જ્ઞાન અથવા ભક્તિ કોઈ પણ માર્ગે ચાલો, ફળ એક જ છે.

**मन फुरणासे रहित कर जौने विधिसे होय।**

× × ×

**ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना।**
**अन्यसांख्येन योगेन कर्मयोगेन चापरे॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૩/૨૪)

'તે પરમાત્માને કેટલાક મનુષ્યો તો શુદ્ધ થયેલી સૂક્ષ્મ બુદ્ધિ વડે ધ્યાન દ્વારા અંતઃકરણમાં જુએ છે; અન્ય કેટલાક મનુષ્યો જ્ઞાનયોગ દ્વારા, તો અન્ય કેટલાક મનુષ્યો કર્મયોગ દ્વારા જુએ છે અર્થાત્ પ્રાપ્ત કરે છે.'

વાસ્તવમાં વાત તો એક જ છે. ગીતા ઇત્યાદિ શાસ્ત્રોમાં જે સાધન બતાવ્યાં છે તે મુજબ સાધન કરીને તે કામ (અર્થાત્ ભગવત્પ્રાપ્તિ) સાધી લેવું જોઈએ.

~~~~
~~~~

# શ્રદ્ધા અને સંયમ

ગાયત્રી જપ-સંધ્યા માટે નેમ, ટેમ (time) અને પ્રેમ એ આવશ્યક બાબતો છે. જે નિયમપૂર્વક કર્મ કરે છે તે કાળને પણ જીતી શકે છે. શ્રદ્ધા-પ્રેમ હોય તો સમયનું અનુશાસન આપમેળે આવી જશે. પ્રેમને કારણે જો નિયમનું ઉલ્લંઘન થતું હોય તો તે ઘણા ગૌરવની વાત છે. વિદુર-પત્નીનું ઉદાહરણ આ બાબતે મોજૂદ છે.

નેમ અને ટેમ કાર્ય સાથે સંબંધ ધરાવે છે, તો હઠ-આગ્રહ સાથે પણ સંબંધ ધરાવે છે. પરંતુ શ્રદ્ધા-પ્રેમયુક્ત ભાવ હોવો એ આપણા હાથની વાત નથી. ભગવાનની પૂજા, સ્વાધ્યાય, નામ-જપ, પાઠ વગેરેમાં સ્વતંત્રતા છે; બિલકુલ પરતંત્રતા છે એવું નથી અને પ્રયત્ન કરતા રહો તો એ પરતંત્રતા ઓછી થઈ શકે છે. જેના હૃદયમાં અધિક પ્રેમ અને આગ્રહ હોય તે સત્સંગમાં જાય છે; અને જો તેની શ્રદ્ધા અને તેનો પ્રેમ બળવાન હોય તો સત્સંગ શ્રેષ્ઠ બની જાય છે. આપણે સારા મનુષ્યોને છોડીશું નહીં તો સારા મનુષ્યો આપણને પણ છોડી દેશે નહીં. ઈશ્વરની બાબતમાં એવો ભાવ થઈ જાય કે ઈશ્વર વિના આપણે રહી શકીશું જ નહીં, તો ઈશ્વર પણ આપણા વિના રહી શકશે નહીં. આ એક ઉત્કૃષ્ટ વાત છે. આ જ વાત ધ્યાનની બાબતમાં છે. ધ્યાનમાં જો આપણો વિશ્વાસ થઈ જાય તો આપણે એના વિના રહી શકીશું નહીં, આપણું ધ્યાન છૂટી જ શકતું નથી. ભગવાનના નામનું-સ્વરૂપનું વિસ્મરણ આપણી શ્રદ્ધામાં અને પ્રેમમાં ઊણપ હોવાથી થાય છે. શ્રદ્ધા-પ્રેમ હોય તો ધ્યાન-ભજન છૂટી શકતાં નથી. આગળ જતાં આ સ્થિતિ સ્વતંત્રતા બની જાય છે.

તમે પ્રયત્ન કરો તો તમને એટલી સ્વતંત્રતા મળી શકે છે કે ભગવાન પણ તમને મળ્યા વગર રહી શકશે નહીં. નામ-જપમાં જેટલી સ્વતંત્રતા છે તેટલી સ્વતંત્રતા ધ્યાનમાં નથી; પરંતુ વિશેષ પ્રયત્ન કરનાર માટે એ અઘરું

નથી. કોઈ પણ કામ પ્રયત્નપૂર્વક કરવામાં આવે તો કશું જ અસંભવ નથી. માણસ ભગવાનને અનુકૂળ બની જાય તો ભગવાન પણ તેને અનુકૂળ બની જાય છે. ભગવાન હનુમાન જેવા ભક્તને વશ થઈ જાય છે.

**सुमिरि पवनसुत पावन नामू। अपने बस करि राखे रामू॥**
**अपतु अजामिलु गजु गनिकाऊ। भए मुकुत हरि नाम प्रभाऊ॥**

બાલકાંડમાં રામ-નામનો મહિમા બતાવવામાં આવ્યો છે. હનુમાનજીએ નામ-જપથી ભગવાનને પોતાના વશમાં કરી લીધા હતા. અજામિલે પણ ભગવાનને પોતાને આધીન કરી લીધા હતા. ભગવાને દુર્વાસા ઋષિને કહી દીધું – 'अहं भक्तपराधीनः।' જે પોતે ભગવાનને આધીન થઈ જાય છે તેને આધીન ભગવાન થઈ જાય છે. ભગવાને કહ્યું છે –

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૧૧)

આ નિયમ છે : જે ભક્ત ભગવાન પર નિર્ભર થઈ જઈને તેને આધીન રહે છે, ભગવાન પણ તેને આધીન થઈ જાય છે.

એક વાર મહારાજ યુધિષ્ઠિર શ્રીકૃષ્ણચંદ્રજીના મહેલમાં ગયા. ભગવાન હસ્તિનાપુરમાં અર્જુનના મહેલમાં રહેતા હતા. યુધિષ્ઠિરે ત્યાં ભગવાનને ધ્યાનમાં મગ્ન બનેલા જોયા. યુધિષ્ઠિરે તેમને પ્રણામ કર્યા અને પાસે બેસી ગયા. યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને ઈશ્વર સમજીને પ્રણામ કરતા રહેતા હતા, તો મહારાજ શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને મોટા ભાઈ સમજીને પ્રણામ કરતા રહેતા હતા. જ્યારે ભગવાનનું ધ્યાન તૂટ્યું ત્યારે યુધિષ્ઠિરે પૂછ્યું – 'તમે કોનું ધ્યાન કરો છો? તમે તો વિશ્વના માલિક છો. આખું વિશ્વ તમારું ધ્યાન કરે છે.' ભગવાને કહ્યું – 'બાણ-શય્યા પર સૂતેલા ભીષ્મ મારું ધ્યાન કરી રહ્યા છે, તેથી હું તેમનું ધ્યાન કરી રહ્યો છું.'

કોઈ દેશનો રાજા કોઈ દરિદ્રને યાદ કરી લે છે તો તે દરિદ્રનું દારિદ્ર્ય દૂર થઈ જાય છે. તેવી જ રીતે જો ભગવાન આપણને યાદ કરી લે તો આપણું દારિદ્ર્ય દૂર થઈ જાય. આપણું દારિદ્ર્ય છે – જન્મ-મરણ. અંગદ જ્યારે ભગવાન પાસેથી વિદાય લેતા હતા ત્યારે તેમણે હનુમાનજીને પ્રાર્થના કરી

કે તમે અવારનવાર મારું સ્મરણ ભગવાનને કરાવજો, જેથી મારું કામ બની જશે.

ઉદ્ધવ ગોપીઓ પાસે ગયા, તો ગોપીઓએ પૂછ્યું – 'શું ભગવાન અમને કદી યાદ કરે છે ખરા?' ઉદ્ધવે જોયું કે હું તો આમને યોગ, જ્ઞાનનો ઉપદેશ આપવા આવ્યો છું અને આ તો મારી વાત જ સાંભળતી નથી. ઉદ્ધવ ગોપીઓની વાત સમજી ગયા અને ભગવાન પાસે જઈને કહેવા લાગ્યા – 'હે ભગવાન! આપે મને ગોપીઓને યોગ અને જ્ઞાનનો ઉપદેશ આપવા નહોતો મોકલ્યો, બલકે મને પ્રેમ શું છે એ શીખવા માટે જ મોકલ્યો હતો.'

તમે પોતાનાં બાળકોને રામાયણ શિખવાડવા ઈચ્છો છો તો તેમને એવું ન કહો કે તમે મારી પાસેથી રામાયણ શીખો. તમારે તેમને એવું કહેવું જોઈએ કે તમે મને રામાયણ સંભળાવો.

અહીં* આવીને ભોજનમાં બે ચીજો લો; અને અપવાદરૂપે તમે ત્રણ ચીજો પણ લઈ શકો છો. પરંતુ ઉત્તમ વાત એ છે કે જેઓ વિશેષ સંયમ રાખવા માગે છે તેમને માટે એ જ સારું છે કે બે ચીજો લેવી. આ વાત ભિક્ષા માગી લાવનારા સાધુઓ માટે નથી. તેઓ તો પરાધીન છે. તેમના માટે અને બ્રહ્મચારીઓ માટે નિયમ લાગુ પડતો નથી. બ્રહ્મચારી જે ભિક્ષા લાવે તે તેણે પૂરેપૂરી ગુરુને અર્પણ કરી દેવી જોઈએ અને પછી ગુરુ જે આપે તે લેવું જોઈએ. સંન્યાસી માટે એવી વાત છે કે માત્ર પોતાના સિવાય તે અન્ય કોઈને માટે ભિક્ષા માગે નહીં. સાધુઓ માટે શાસ્ત્રવિધાન એવું છે કે તેઓ વધુમાં વધુ સાત ઘરોમાંથી ભિક્ષા માગે. લોકો એવું કહે છે કે બ્રાહ્મણોએ અને સાધુઓએ પોતાને માટે મનફાવતા નિયમો બનાવ્યા છે; પરંતુ (વાસ્તવમાં) સાધુ અને બ્રાહ્મણ માટે ઘણા કડક નિયમો છે. સમસ્ત ધનનો ખજાનો વૈશ્યોને સોંપી દેવામાં આવ્યો છે. 'कृषिगौरक्ष्यवाणिज्यम्।' – એ ત્રણે વ્યવસાયોથી ધન મળે છે અને એ વ્યવસાયો વૈશ્યોને સોંપી દેવામાં આવ્યા છે.

ઉત્તમ બ્રાહ્મણ તે છે, જે સંગ્રહ કરે જ નહીં. કદાચ સંગ્રહ કરે તો વધુમાં

---

* આ પ્રવચન ગીતાભવન સ્વર્ગાશ્રમમાં આપવામાં આવેલું.

વધુ એક મહિના માટે જ કરે. બ્રાહ્મણ અપરિગ્રહ-વૃત્તિ છે. તેની બીજી વૃત્તિ છે – દાન આપવું અને યજ્ઞ કરવો. વણમાગ્યે આપોઆપ મળી જાય એ બીજા નંબરની વાત છે. સાંપ્રત સમયમાં ધર્મપાલન એ કપરું કાર્ય છે. સાધુઓ અને બ્રાહ્મણો માટે તો તે વિશેષ કપરું છે.

મૌન રહેવાથી ભજન વધુ સારી રીતે થાય છે. નામ-જપ એ ખૂબ મહત્ત્વની વસ્તુ છે. ભજન-જપની વૃદ્ધિ સત્સંગથી થાય છે. સત્સંગને મહત્ત્વ આપવામાં આવતું નથી તો સત્સંગ કરવો અને નહિ કરવો એ બંને સરખાં છે. તમામ સાધનોમાં નામ-જપ પ્રધાન સાધન છે. ભગવાનની ભક્તિ આટલા પ્રકારે થઈ શકે એમ જણાવાયું છે –

**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्।**
**अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम्॥**

× × ×

**बिनु सतसंग न हरिकथा तेहि बिनु मोह न भाग।**
**मोह गएँ बिनु रामपद होइ न दृढ़ अनुराग॥**

ભક્તિના તમામ પ્રકારોમાં સત્સંગ મોટો છે. સત્સંગ દાદા (પિતામહ) છે. ધ્યાન પહેલા નંબરે છે, પણ ધ્યાનમાં થોડી પરાધીનતા છે. જપ કરવાથી ધ્યાન થાય છે; જ્યારે સત્સંગમાં ભગવાનની સ્તુતિ - ભજન સાંભળવામાં આવે છે. આ કારણે ભજન અને નામ-જપમાં રુચિ વધે છે. સત્સંગ જળ-સિંચન જેવું છે; જ્યારે જપ તથા ધ્યાન વૃક્ષ જેવાં છે. આપણે માટે જપ, ધ્યાન અને સત્સંગ એ ત્રણેય આવશ્યક છે; અન્ન, જળ અને વસ્ત્ર એ ત્રણેય આવશ્યક છે તેમ. ભજન અને ધ્યાનમાં અર્થાત્ નામ અને નામીમાં કોઈ ફરક નથી. જો ધ્યાન ન થઈ શકે તો નામ-જપ જ કરવાં. જળ અને ભોજન એ બંનેના અભાવમાં માણસ મરી જાય છે, તેને એ બંનેની આવશ્યકતા છે. પરંતુ અહીં તો ભગવાનના નામ-જપથી અથવા ભગવાનના સ્વરૂપનું કેવળ ધ્યાન ધરવાથી જ પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. નિયમોનું પાલન કરવું અને સંયમ રાખવો. કામ-ક્રોધનું આચરણ થઈ જાય તો ભોજનનો ત્યાગ કરવો (ઉપવાસ કરવો). કોઈ વેળાની સંધ્યા જો સમયસર ન કરી શકાય તો તે વેળાએ ભોજન ન કરવું. આ રીતે નિયમોનું પાલન

થાય તો તે સારું છે. સંયમ અને ઉપવાસ એ તપ છે. ગંગાજીના કિનારે કરેલાં જપ-તપ ખૂબ જ મહત્ત્વપૂર્ણ છે. એક હજાર ગાયત્રી-જપ જો દરરોજ કરવામાં આવે તો, ગમે તેવો પાપી કેમ ન હોય, તે પાપોથી મુક્ત થઈને પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. મહાનમાં મહાન પાપી માટે ત્રણ વર્ષની અવધિ છે. 'હરે રામ હરે રામ' મંત્રની સાડા ત્રણ લાખ માળાઓ કરવાથી અર્થાત્ ત્રણ કરોડ મંત્રના જપ કરવાથી ગમે તેવો પાપી પણ બધાં પાપોથી મુક્ત થઈને પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. આ વાત 'કલિસંતરણોપનિષદ'માં કહેવામાં આવી છે. સંખ્યા ગણ્યા વગર, હરહંમેશ, ઊઠતાં-બેસતાં, હાલતાં-ચાલતાં ભગવાનના નામના જપ અને તેમના સ્વરૂપનું ધ્યાન નિરંતર કરવાં. ગોપીઓ એ કરતી હતી. આ સંસારમાં સંયમપૂર્વક શરીરથી કર્મ કરવું એ ભગવાનની સેવા છે. મન, વાણી અને શરીરનો સંયમ કરવો જોઈએ.

મનનો સંયમ –

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૭/૧૬)

('મનની પ્રસન્નતા, સૌમ્યતા અર્થાત્ શાંતભાવ, ભગવાનનું ચિંતન કરવાનો સ્વભાવ, આત્મનિગ્રહ અને અંતઃકરણના ભાવોની સમુચિત પવિત્રતા – આ પ્રકારે આ સર્વ મનસંબંધી તપ કહેવાય છે.')

આમ, આ પાંચ બાબતો છે :

मनःप्रसादः – પરમાત્માની કૃપા તો છે જ. આ વાત લક્ષમાં રાખીને હરહંમેશ મનને પ્રસન્ન રાખવું જોઈએ. જન્મથી અદ્યપર્યંત આપણા પર પરમાત્માની પૂર્ણ કૃપા છે. મનુષ્યશરીર આપ્યું, ભારતવર્ષમાં જન્મ, હિંદુ ધર્મ, ઉત્તમ જાતિ-કુળની પ્રાપ્તિ, તીર્થસ્થાનોનું સેવન, ઉત્તમ કાળ* કલિયુગ, ભગવાનની ચર્ચાનો યોગ – આ બધામાં ભગવાનની દયા જ ભરેલી છે, એ સમજી લેવું જોઈએ. સમજી ન લેવાય તોપણ (શ્રદ્ધાથી) સ્વીકારીને પ્રસન્ન

---

★ અન્ય યુગોની તુલનામાં કલિયુગમાં ભગવત્પ્રાપ્તિ વિશેષ સુગમ છે, એ સંદર્ભમાં શાસ્ત્રોએ કલિકાળને ઉત્તમ કાળ કહ્યો છે. – અનુવાદક

રહેવું જોઈએ. મનઃપ્રસાદ એટલે અંતઃકરણની પ્રસન્નતા.

सौम्यत्वम् - ઠંડો મિજાજ હોય, ચંદ્રમા જેવો શીતળ, શાંતિમય સ્વભાવ હોય તે સૌમ્યત્વ છે.

मौनम् – નિરંતર ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ, સ્વરૂપ, લીલા, ધામ ઇત્યાદિના ચિંતનમાં કે બ્રહ્મવિચારમાં રત રહેવું એ મૌન છે.

आत्मविनिग्रहः - અંતઃકરણનો નિગ્રહ.

भावसंशुद्धिः - હૃદયના ભાવોની પવિત્રતા.

– આ પાંચ બાબતો માનસિક તપ છે.

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम्।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૭/૧૪)

('દેવતા, બ્રાહ્મણ, ગુરુ અને જ્ઞાનીજનોનું પૂજન, પવિત્રતા, આર્જવ અર્થાત્ ઋજુતા-સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા – આ શારીરિક તપ કહેવાય છે.')

દેવતા-બ્રાહ્મણ-ગુરુ-જ્ઞાનીજન – આ બધાનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય-પાલન અને અહિંસા – શરીરસંબંધી આ બધી બાબતો મહત્ત્વપૂર્ણ છે. સત્સંગ, નામ-જપ, પરમાત્માનું ધ્યાન, સેવા, મન અને ઇન્દ્રિયોનો સંયમ તથા સ્વાધ્યાય, ઉપરાંત સાતમું ગણીએ તો ગંગાસ્નાન – આ બધી બાબતો એટલી પ્રબળ છે કે શ્રદ્ધા અને પ્રેમથી તે કરવાથી બે મહિનામાં જ ભગવાન મળી શકે છે. શ્રદ્ધા અને પ્રેમ બંને એક જ જાતિનાં છે; બંનેમાંથી કોઈ એકનું પાલન કરવામાં આવે તોપણ તે એકના પાલનથી કામ બની જાય છે. પૂર્ણ શ્રદ્ધા અને પ્રેમ હોય તો ભગવાનની પ્રાપ્તિમાં સમયની કોઈ વિશેષ જરૂર નથી. મધ્યમ કક્ષાની શ્રદ્ધાથી બે મહિનામાં કામ બની જાય છે. સામાન્ય કક્ષાની શ્રદ્ધા હોય તોપણ થોડાક વધુ સમયમાં પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

શ્રદ્ધાપાત્ર વ્યક્તિ જો પથ્થરના મકાનને પારસ કહે તો શ્રદ્ધાળુ માણસને તે પારસ જ દેખાવા લાગે છે; આ એક નંબરની શ્રદ્ધા છે. કોઈ તેને પારસ જુએ નહીં, પણ એવું માને કે જે શક્તિ પારસમાં છે તે જ આ પથ્થરના મકાનમાં પણ છે; તો તે બે નંબરની શ્રદ્ધા છે, કેમ કે તે માની લે છે કે

પારસના ગુણ આ મકાનમાં છે. જે એવું સમજે છે કે જો કોઈ શ્રદ્ધેય કહી દે કે આ મકાન પારસનું બની જાય તો તે પારસ બની શકે છે; તો તેની આ શ્રદ્ધા ત્રણ નંબરની મધ્યમ પ્રકારની શ્રદ્ધા છે. જે સાધુપુરુષો છે તેઓ સત્ય બોલે છે; પરંતુ તેઓ પોતાના મુખેથી જે કંઈ કહે તે સત્ય થઈ જાય એવો આજનો સમય નથી, આ કલિકાળમાં એમ બનવું અસંભવ છે – આમ માનવું એ મામૂલી અર્થાત્ સાધારણ શ્રદ્ધા છે. શ્રદ્ધાળુ માણસ કયા પ્રકારનો છે તે એના વર્તાવથી સમજાઈ જાય છે. જે વ્યક્તિ શ્રદ્ધેય મહાનુભાવોની રુચિ પ્રમાણે, પતિવ્રતાની જેમ વર્તન કરે તે ઉત્તમ શ્રદ્ધાળુ છે. રુચિની જાણકારી સેવાથી થાય છે અને ભાવની જાણકારી શ્રદ્ધેયનો સંગ કરવાથી થાય છે. મહાત્માની રુચિની જાણકારી જ્યાં સુધી ન થાય ત્યાં સુધી તેમનાં સૂચનો કે સંકેતો મુજબ વર્તન કરવું. ભગવાન પ્રત્યક્ષ – પ્રગટ તો છે નહીં, તો પછી એમના સંકેત કેમ જાણી શકાય? મહાત્માના સંકેત ન સમજાય તો તેમની આજ્ઞા પ્રમાણે વર્તન કરવું. આ ત્રણે એક નંબરની શ્રદ્ધા છે. શ્રદ્ધેયની આજ્ઞા કે તેમની રુચિ પ્રમાણેનું વર્તન નહીં થવાની સ્થિતિમાં શ્રદ્ધાળુની દશા મરણતુલ્ય થઈ જાય; તો તે એક નંબરની શ્રદ્ધા છે. મધ્યમ પ્રકારની શ્રદ્ધામાં એવી દશા તો નથી થતી, તેમ છતાં શ્રદ્ધેયની આજ્ઞા પ્રમાણે વર્તન કરવામાં શ્રદ્ધાળુને કોઈ ખચકાટ થતો નથી, બલકે પ્રસન્નતા અનુભવાય છે. પહેલા નંબરની શ્રદ્ધામાં ક્ષણે-ક્ષણે પ્રસન્નતા છે, પ્રસન્નતાની છોળો ઊઠતી હોય છે. બીજા નંબરે સાધારણ પ્રસન્નતા છે. ત્રીજા નંબરની શ્રદ્ધા હોય તો આજ્ઞાપાલન તો થાય છે, તેમ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, પણ પ્રસન્નતા અનુભવાતી નથી; તેમ કરવામાં ઝંઝટ લાગે છે, તો ક્યારેક બોજ અને ક્યારેક કષ્ટ અનુભવાય છે – મન મારીને કરવામાં આવે છે. આ શ્રદ્ધા નિમ્ન કોટિની છે. ઉચ્ચ કોટિની શ્રદ્ધામાં આજ્ઞાનું પાલન કરવામાં હરહંમેશ પ્રસન્નતા અનુભવાય છે અને આજ્ઞાની વિરુદ્ધનું વર્તન થાય તો તે મરણ સમું બની રહે છે.

મધ્યમ કોટિની શ્રદ્ધાવાળી વ્યક્તિ થકી આજ્ઞા અનુસારનું વર્તન નહીં થતાં તેને પશ્ચાત્તાપ થાય છે. ત્રીજી અર્થાત્ નિમ્ન કોટિની શ્રદ્ધાવાળી વ્યક્તિને આજ્ઞાનું પાલન નહીં થતાં દુઃખ થતું નથી. એક નંબરની શ્રદ્ધાવાળી વ્યક્તિનું

વર્તન ઘણી ઊંચી કોટિનું હોય છે. બે નંબરની શ્રદ્ધાવાળી વ્યક્તિનું વર્તન મધ્યમ કક્ષાનું જ હશે.

ત્રીજા નંબરની શ્રદ્ધાવાળી વ્યક્તિ થકી ક્યારેક આજ્ઞાપાલન થશે અને ક્યારેક નહીં પણ થાય. આ અત્યંત નિમ્ન કોટિની શ્રદ્ધા છે; અને આજ્ઞાપાલન કરવામાંથી હાથ ખંખેરી લેવાય છે તો ત્યાં શ્રદ્ધા છે જ નહીં. આ વાત હવે ઉદાહરણથી બતાવવામાં આવે છે –

ધૌમ્ય મુનિએ આરુણિને આજ્ઞા કરી કે ખેતરમાં જાઓ અને પાણીને વહી જતું અટકાવો. આરુણિને આ આજ્ઞાનું પાલન કરવાથી જ્ઞાન લાધ્યું. જબાલાના પુત્ર સત્યકામે ચાર-સો ગાયો લઈ જઈને હજાર ગાયો થઈ જાય ત્યારે પાછા આવવાની આજ્ઞાનું પાલન કરીને પાછા આવતાં જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. ગુરુના સંકેતથી અર્થાત્ આજ્ઞાથી ગાયો ચરાવવા ગયો હતો – આ એક નંબરની શ્રદ્ધા છે. ઉપમન્યુની શ્રદ્ધા બે નંબરની છે. તે ધૌમ્ય મુનિનો શિષ્ય હતો, માગીને ભિક્ષા લઈ આવતો હતો અને તે ગુરુ સામે ધરી દેતો હતો. ગુરુ તેને તેમાંથી કશું આપતા ન હતા. તેને ભૂખ લાગતી તો તે ફરીથી ભિક્ષા માગી લાવતો. પણ પછી ગુરુએ એવી મનાઈ કરી કે એક વાર ભિક્ષા માગી લાવ્યા પછી બીજી વાર ભિક્ષા માગવા જવું નહીં. ઉપમન્યુ વિચારવા લાગ્યો – 'ભિક્ષા નહીં માગી લાઉં તો જીવીશ કેમ કરીને?' પછી એણે બીજી વાર ભિક્ષા માગી લાવવાનું તો બંધ કર્યું, પરંતુ ગાયોનું દૂધ પીને નિર્વાહ કરતો રહ્યો. ગુરુએ પૂછ્યું – 'તું ભિક્ષા માગી લાવતો નથી, તેમ છતાં હૃષ્ટ-પૃષ્ટ કેમ છે?' તેણે સઘળી વાત કહી દીધી. ગુરુએ આજ્ઞા આપી કે તારે દૂધ પીવાનું નથી. વાછરડાં જ્યારે દૂધ પીએ છે ત્યારે દૂધનું ફીણ નીચે પડે છે, એ ફીણ ખાઈને તે દિવસો ગુજારવા લાગ્યો. થોડાક દિવસો પછી ગુરુએ પૂછ્યું – 'અત્યારે તું કેમ કરીને જીવે છે?' ઉપમન્યુએ જવાબ આપ્યો – 'વાછરડાંઓએ છોડેલા ફીણથી.' ગુરુએ તેમ કરવાની મનાઈ કરી અને કહ્યું કે એમ તો વાછરડાં ભૂખ્યાં રહેશે. એ પછી તે પાંદડાં ખાઈને ગુજારો કરવા લાગ્યો. એક દિવસે આકડાનાં પાન ખાવાથી તે આંધળો થઈ ગયો અને એક કૂવામાં પડી ગયો. ગુરુએ ખોળવાનું શરૂ કર્યું. સાદ પાડીને તેને ખોળતી વેળા, તેણે સાદ દઈને પોતાની હાલત કહી બતાવી. ગુરુએ અશ્વિનીકુમારોને આવાહન કર્યું. અશ્વિનીકુમારો આવ્યા અને

અમૃત આપવા લાગ્યા, તો ઉપમન્યુએ કહ્યું – 'ગુરુને અર્પણ કર્યા વિના હું કેવી રીતે લઈ શકું?'

તેણે ગુરુની આજ્ઞાના શબ્દોનું પાલન કર્યું, પરંતુ ભાવનો, લક્ષ્યનો ખ્યાલ કર્યો નહીં. ગુરુનાં આજ્ઞા-વચનોનું પાલન તે કરતો રહ્યો, પણ સાથે સાથે તેણે પોતાના જીવવાની પણ દરકાર કરી. આ બે નંબરની શ્રદ્ધા છે. આનાથી પણ નિમ્ન પ્રકારની શ્રદ્ધા એ છે કે શ્રદ્ધાળુ આજ્ઞા-પાલન કરવામાં વિચાર કરવા લાગે છે અને ગુરુ-આજ્ઞાની શાસ્ત્રનાં આજ્ઞા-વચનો સાથે તુલના કરે છે. મહાભારતમાં કથા છે – ગૌતમ ઋષિનો ચિરકારી નામે પુત્ર હતો. ગૌતમપત્ની અહલ્યાએ ઈન્દ્ર સાથે અનુચિત કામ કર્યું ત્યારે ગૌતમે ચિરકારીને આજ્ઞા આપી કે તારી માતાએ ખોટું કામ કર્યું છે તેથી તું તેને તલવારથી મારી નાખ. આવી આજ્ઞા આપીને ગૌતમ વનમાં ચાલી ગયા. જતાં રસ્તામાં તેમને વિચાર આવ્યો કે પત્નીને ત્યજી દીધી હોત તો તે સારું હતું, તેને મારી નાખવાની આજ્ઞા આપી એ અયોગ્ય થયું છે. આવો વિચાર કરીને તેઓ ઘરે પાછા આવ્યા. આવીને જુએ છે કે હજુ અહલ્યા મરી નથી.

આ તરફ ચિરકારીએ વિચાર કર્યો કે પિતાની આજ્ઞાનું પાલન કરવું કે ન કરવું. હાથમાં તલવાર છે અને તે વિચારી રહ્યો છે કે માતાની હત્યા તો નહીં જ કરવી જોઈએ. તે ગડમથલમાં પડ્યો હતો, એ દરમિયાન પિતા આવી પહોંચ્યા અને તેમણે આજ્ઞા આપી કે તું તારી માતાને મારીશ નહીં.

આજ્ઞાનું પાલન કરવામાં વિચાર કરવામાં આવે તો તે વચલી અર્થાત્ મધ્યમ કક્ષાની શ્રદ્ધા છે. માતાને મારવા તે ખુશ નથી અને તે પિતાની આજ્ઞાનું પાલન કરવાનું પણ ઈચ્છતો હતો.

જમદગ્નિ ઋષિએ પોતાની પત્નીનું મસ્તક કાપી નાખવા પોતાના ચારેય પુત્રોને કહ્યું. ત્રણ પુત્રોએ આજ્ઞાનો અસ્વીકાર કર્યો, પરંતુ ચોથા પુત્ર પરશુરામજીએ પિતાની આજ્ઞાનું પાલન કર્યું. તેથી પિતાએ પ્રસન્ન થઈને પરશુરામને વરદાન માગવા કહ્યું. પરશુરામે માગ્યું કે માતા જીવતી થઈ જાય અને માતાને મારા કૃત્યની જાણ ન થાય.

~~~~
~~~~

# પોતાના વિવેકનું સન્માન

સૌથી અઘરી વાત એ છે કે મનુષ્ય વિવેક-વિચારપૂર્વક જે વાતને યોગ્ય સમજે છે તે અનુસાર વર્તવાનો તે પ્રયત્ન કરતો નથી. આમ થવાનું મુખ્ય કારણ વિશ્વાસની ઊણપ છે. વાત તો બરાબર છે, બુદ્ધિ અને તર્કથી સમજવા જેવી વાત છે એમ એ સમજી તો લે છે, પણ તેનો સ્વીકાર કરતો નથી, કેમ કે તેને વિશ્વાસ નથી. જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ તે આગળ વધે છે અને સ્વીકાર કરતો જાય છે અને જેમ જેમ અનુભવ થતો જાય તેમ તેમ સાધન વધતું જાય છે. તેને જે વિષયમાં વિશ્વાસ થઈ જાય છે તે કરવામાં તે કચાશ રાખતો નથી. લૌકિક જોખમ બાબતે જાણ થઈ જવાથી તેમાંથી તો બચવા તે પ્રયત્ન કરે છે, પરંતુ પારમાર્થિક જોખમને જાણવા છતાં પણ તે તત્પર થતો નથી, તેનું કારણ વિશ્વાસની ઊણપ છે. સત્સંગમાં-શાસ્ત્રોમાં જે વાતો સાંભળી અને ભજન-ધ્યાનથી જાણી, પરંતુ મનમાં એવું ગોઠ્યું નહિ કે એ વાતો બરાબર છે. ધ્રુવને ભગવાન મળી ગયા એ વાત શાસ્ત્રોમાં આવે છે, પરંતુ તે વાતમાં વિશ્વાસ થતો નથી, તો એ વિશ્વાસની ઊણપ છે અને તેથી જ તત્પરતામાં ઊણપ વર્તાય છે. સૌપ્રથમ તો, ભગવાન છે એ વાતમાં પૂરો વિશ્વાસ નથી. બીજી વાત છે – ભગવાન મળી શકે છે એ વાતમાં વિશ્વાસ થવાનું અઘરું છે. ત્રીજી વાત એ છે કે પોતાને ભગવાન મળવા અઘરા છે એવું તે સમજી લે છે. આનાથી સાધનમાં કમી આવે છે, સાધન થતું નથી. શાસ્ત્રોમાં ઠેર ઠેર જે લખ્યું છે તેમાં તેને વિશ્વાસ નથી, તેથી તેના પ્રયત્નમાં કમી આવે છે, ભગવાન મળી શકે છે તો પછી આપણે એમનાથી વંચિત શા માટે રહેવું? બધા લોકો તેમનો લાભ ઉઠાવે છે તો પછી આપણે શા

માટે વંચિત રહેવું? – આ પ્રકારના અવિશ્વાસનું કારણ સંસારમાં દંભ અધિક છે એ છે. જ્યાં જોઈએ છીએ ત્યાં પોલ જ પોલ દેખાય છે, સચ્ચાઈ ઘણી જ ઓછી દેખાય છે. સાધુઓમાં ૧૦૦માંથી ૯૦ તો નાપાસ જ થઈ જાય છે; અને બાકીના ૧૦માં એવી શ્રદ્ધા બેસે છે કે તેઓ સારા છે, જિજ્ઞાસુ છે; છતાં તે ૧૦માંથી પણ ભગવત્પ્રાપ્તિ કરનાર તો ભાગ્યે જ કોઈ નીકળે છે. – આવી સ્થિતિ છે, હાથમાં કશું આવતું નથી! ગૃહસ્થોની બાબતમાં આનાથીય વધુ તકલીફ છે. ૧૦૦માંથી કદાચ ૧૦ જ સારા નીકળે.

**मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૭/૩)

‘હજારો મનુષ્યોમાં કોઈ એક મારી પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે અને તે પ્રયત્ન કરનારા યોગીઓમાં કોઈ એક મારામાં પરાયણ થઈને મને તત્ત્વતઃ અર્થાત્ યથાર્થરૂપમાં જાણે છે.’

એવું લાગે છે કે ઘણા ગૃહસ્થો તો એ જાણતા જ નથી કે પરમાત્મા છે અને સાધન કરવાથી તેમની પ્રાપ્તિ થઈ શકે છે. શહેરોના લોકો ચાલાક હોવાથી અને ગામડાંના લોકો ભોળા હોવાથી જાણતા નથી. ચાલાક લોકોમાં વધારે નાસ્તિકતા ફેલાય છે. વિદ્યાથી નાસ્તિકતા દૂર થાય છે અને આસ્તિકતા પણ આવે છે. મનુષ્ય પોતાના ધ્યેયનો નિર્ણય કરીને વિચાર તથા બુદ્ધિપૂર્વક સાધન કરતો નથી, એનું કારણ એની શ્રદ્ધામાં ઊણપ છે. આપણે માનીએ છીએ કે સાચું બોલવું એ યોગ્ય છે. વિવેકથી તો માન્યું, પણ જ્યાં સુધી તે કાર્યાન્વિત થતું નથી (અર્થાત્ આચરણમાં આવતું નથી) તો સમજવું જોઈએ કે હજી શ્રદ્ધા નથી થઈ. આળસ, વિષયાસક્તિ અને અશ્રદ્ધા – આ બાધક બાબતો છે. એમાં મુખ્ય બાધક બાબત તો અશ્રદ્ધા જ છે. શ્રદ્ધા થઈ જાય તો બધા દોષો દૂર થઈ જાય. લોકોમાં આત્મબળ નથી, આત્માની નિર્બળતા છે. તમે કોઈ એક સિદ્ધાંતને માનો છો પણ તેને ભય,

લોભ, કામ, ક્રોધ – કોઈ પણ કારણથી છોડી દો છો, તો એ આત્મબળની ઊણપ છે.

હરિશ્ચંદ્ર પર કેટલીય વિપત્તિઓ આવી, પણ તેઓ સત્યમાંથી ચળ્યા નહીં; શાપનો ભય હોવા છતાં ધર્મનો ત્યાગ કર્યો નહીં. પોતાના સુખનો, પત્ની અને પુત્રનો ત્યાગ કર્યો અને પોતે પોતાની જાતે વેચાઈ ગયા. અંતઃકરણમાં આત્મબળ હોય તો જે સિદ્ધાંતને પોતે માને છે તેને તે છોડતો નથી. અજ્ઞાન અને નાસમજને કારણે માણસ પરમાત્મા શું છે, પોતે અર્થાત્ જીવ શું છે અને જગત શું છે એ જાણતો નથી. બુદ્ધિ તીક્ષ્ણ નહીં હોવાને કારણે અધ્યાત્મવિષયને સમજવામાં બુદ્ધિ ઊણી ઊતરે છે. જો સમજમાં ઊણપ ન હોય, પરંતુ તે ધારણ થતી ન હોય તો એ શ્રદ્ધાની ઊણપ છે. સમજીને માની લીધું, પરંતુ લોભ, ભય તથા કામથી દબાઈ ગયા તો એ આત્માની કમજોરી છે અને માનવામાં અર્થાત્ વિશ્વાસમાં ઊણપ છે.

એક માણસની બીજા માણસ પર અસર પડે છે. પોતાના પ્રભાવને કારણે, દયાને કારણે કે નમ્રતાને કારણે અસર પડે તો એ સારું છે; પરંતુ ધોકાના પ્રભાવથી (અર્થાત્ તાકાતના જોરે) બીજા પર પ્રભાવ પડે તો તે ગુણ નથી, દબાણને લીધે છે, કાયરતા છે. શિશુપાલે ભીષ્મ અને ભગવાન કૃષ્ણ પર ઘણા આક્ષેપો કર્યા. ભીમસેનમાં વિવેક કે વિનય ન હતો, ક્રોધ હતો; તેથી તેઓ સહન કરી શક્યા નહીં. યુધિષ્ઠિર ક્ષમા-મૂર્તિ હતા. દ્રૌપદી-વસ્ત્રાહરણ વેળાએ ભીમસેનના રોમેરોમમાંથી આગના તણખા ઝરવા લાગ્યા; યુધિષ્ઠિર શાંત રહ્યા. યુધિષ્ઠિરમાં કાયરતા ન હતી; વીરતા, ધીરતા, ગંભીરતા અને ધાર્મિકતા હતી.

~~~~
~~~~

# ભક્તિનો પ્રભાવ

પરમાત્માની પ્રાપ્તિ માટે શાસ્ત્રોમાં ઘણાબધા ઉપાયો બતાવવામાં આવ્યા છે – અષ્ટાંગયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, કર્મયોગ વગેરે. પરંતુ આ ઘોર કલિયુગમાં બધાં માટે ભક્તિ જ મુખ્ય ઉપાય છે. તુલસીદાસજી કહે છે –

**कलिजुग सम जुग आन नहिं, जौं नर कर बिस्वास।**
**गाइ राम गुन गन बिमल भव तर बिनहिं प्रयास॥**

કલિયુગ જેવો કોઈ યુગ નથી. આત્માના ઉદ્ધાર માટે કલિયુગ ઘણો ઉત્તમ છે. સત્યયુગમાં દશ હજાર વર્ષ સુધી ધ્યાન કરવાથી ભગવાનની પ્રાપ્તિ થતી હતી, તે ભગવાન આજે કલિયુગમાં કીર્તન કરવાથી પ્રાપ્ત થઈ જાય છે. વેદવ્યાસજીએ કલિયુગની ઘણી પ્રશંસા કરી છે.

ભગવાન રામના ગુણ નિર્મળ અને શુદ્ધ છે. એમનું ગાન કરવાથી મનુષ્ય વણમહેનતે સંસાર-સાગર પાર કરી લે છે. ભક્તિથી તમામ દુર્ગુણો, દુરાચારો, અવગુણો અને દુઃખોનો નાશ થઈ જાય છે. તુલસીદાસજી ઉત્તરકાંડમાં કહે છે –

**राम भगति मनि उर बस जाके। दुख लवलेस न सपनेहुँ ताके॥**

'જેના હૃદયમાં રામ-ભક્તિરૂપી મણિ બિરાજમાન છે તેને સ્વપ્નમાં પણ લવલેશ દુઃખ હોતું નથી.'

**बसहिं भगति मनि जेहि उर माहीं। खल कामादि निकट नहिं जाहीं॥**

'જેના હૃદયમાં રામ-ભક્તિરૂપી મણિ બિરાજમાન છે તેની પાસે કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિ દુષ્ટો આવતા જ નથી.'

**गरल सुधा सम अरि हित होई। तेहि मनि बिनु सुख पाव न कोई॥**

ભગવાનની ભક્તિના પ્રતાપે વિષ અમૃત બની જાય છે અને દુશ્મનો પણ મિત્ર બની જાય છે. જેમ કે, રાણાજીએ મીરાં માટે વિષ મોકલ્યું તો તે અમૃત બની

ગયું; તેમના દિયર શત્રુ હતા તેઓ પણ અંતે મિત્ર બની ગયા.

શ્રીરામ અને શ્રીકૃષ્ણ એક જ છે. સચ્ચિદાનંદઘન પરમાત્મા જ ત્રેતાયુગમાં શ્રીરામ બન્યા હતા અને દ્વાપરયુગમાં શ્રીકૃષ્ણ બન્યા હતા. આપણે શ્રીકૃષ્ણની કથા સાંભળીએ છીએ, વાંચીએ છીએ, પણ ગણગણતા નથી; કથામાં પ્રવેશીને તેનું મનન કરવું જોઈએ, પણ કરતાં નથી; તત્ત્વ-રહસ્ય સમજવું જોઈએ, પણ સમજતાં નથી. ભગવાનની પ્રત્યેક લીલામાં તેમના ગુણ, પ્રભાવ, તત્ત્વ-રહસ્ય નિહાળી નિહાળીને મુગ્ધ થવું જોઈએ. ભગવાનના ભક્તોના ગુણ અને તેમનાં ચરિત્ર પણ આ કલિકાળમાં ઘણાં જ મહત્ત્વનાં છે. જેવો ભગવાનનો મહિમા છે તેવો જ મહિમા ભગવાનના ભક્તોનો છે. કોઈએ કહ્યું છે કે ભગવાનનાં મંદિરોમાં જઈએ તો તેમના ભક્તોનો મહિમા ગાવો જોઈએ અને ભક્તોની પાસે જઈએ તો ભગવાનનો મહિમા ગાવો જોઈએ. ભગવાન શ્રીકૃષ્ણની પ્રત્યેક લીલામાં તેમના ગુણ-પ્રભાવ તરફ નજર નાખવી જોઈએ; તેમના તત્ત્વ-રહસ્યને સમજવું જોઈએ. ભગવાનનાં આચરણ સંસારના કલ્યાણ માટે છે. કોઈએ પૂછ્યું – 'ભગવાન નિરાકારરૂપે જ બધાંનો ઉદ્ધાર કરી શકે છે, તો પછી તેઓ સાકારરૂપ ધારણ કરીને યુગે-યુગે શા માટે પરિશ્રમ વેઠે છે? ભગવાન નિરાકારરૂપે પણ બધું જ કરી શકે છે, તો પછી અવતાર શા માટે લે છે, એ તો ભગવાન જ જાણે! આ બાબતમાં ભગવાને કહ્યું છે –

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।**
**धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૮)

'સાધુ પુરુષોનો ઉદ્ધાર કરવા માટે, પાપ-કર્મ કરનારાઓનો વિનાશ કરવા માટે તથા ધર્મની સારી રીતે સ્થાપના કરવા માટે હું યુગે યુગે પ્રગટ થાઉં છું.'

ત્રણ વાતો છે. આ ત્રણ કાર્યો ભગવાન અવતાર લીધા વિના કરી શકતા નથી.

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૯)

'મારો જન્મ અને મારાં કર્મ અલૌકિક છે. તેમના તત્ત્વ-રહસ્યને જે મનુષ્ય જાણે છે તે દેહ છોડ્યા પછી પુનર્જન્મ પામતો નથી (અર્થાત્ દુઃખાલય એવો સંસાર પ્રાપ્ત કરતો નથી) અને મને જ પ્રાપ્ત કરી લે છે.' જન્મની અલૌકિકતા તો જન્મ લેવાથી જ જાણી શકાય છે. તેનું ફળ પરમાત્માની પ્રાપ્તિ છે. ભગવાને જો અવતાર ધારણ ન કર્યો હોત, આચરણ ન કર્યાં હોત તો તેમના વડે કલ્યાણ કેમ કરીને થઈ શકત? એટલું જ નહીં, ભગવાનના અવતારથી, ભગવાનની લીલાનું ગાન કરવાથી, તેમના નામ-રૂપનો મહિમા ગાવાથી, તેમનો જન્મોત્સવ ઊજવવાથી સહજપણે હજારોનો ઉદ્ધાર થઈ જાય છે. ભગવાને અવતાર લઈને સરળ સાધનનો માર્ગ બનાવ્યો છે, કે જેના થકી લોકોનો ઉદ્ધાર થતો રહેશે.

ભગવાનના અવતાર લેવાના ઘણાબધા હેતુ છે. વાસ્તવમાં એ બધા હેતુઓ તો ભગવાન જ જાણે છે. આપણે તો એટલું જ સમજવું જોઈએ કે ભગવાન જે કંઈ કરે છે તે યોગ્ય જ કરે છે, આપણી ભલાઈ માટે કરે છે.

એક નાસ્તિક હતો. તેણે દલીલ કરી કે તમારા ભગવાન જે કંઈ કરે છે તે સારું જ કરે છે એ વાત અમે માનતા નથી. અમારામાં બુદ્ધિ છે તેનો ઉપયોગ કરીએ છીએ. આ જુઓ ને, આ નાના નાના છોડવાઓનાં કેટલાં મોટાં ફળ છે અને મોટાં મોટાં વૃક્ષોનાં કેવાં નાનાં નાનાં ફળ છે? વડ, પીપળો વગેરે જેવાં મોટાં વૃક્ષોનાં ફળ નાનાં છે અને તડબૂચ, દૂધી જેવા નાના નાના છોડવાઓનાં ફળ મોટાં છે. ભગવાનની આ રીત અમને તર્કસંગત લાગતી નથી.

એક વાર તે નાસ્તિક આંબાના વૃક્ષ નીચે બેઠો હતો, ત્યારે ઉપરથી એક કેરી તેના માથા ઉપર પડી. ત્યારે તેને સમજાઈ ગયું કે અહીં મોટું ફળ પડ્યું હોત તો મારી કપાળ-ક્રિયા થઈ જાત અને તેથી તેણે કબૂલ્યું કે તમારા ભગવાન જે કંઈ કરે છે તે યોગ્ય જ કરે છે. એમ માનવું ઉચિત જ છે કે ભગવાન જે કંઈ કરે છે તે યોગ્ય જ કરે છે; અને એમાં ટીકાટિપ્પણ કરવાથી કોઈ લાભ નથી. ભગવાન તમારા માટે જે કંઈ કરી રહ્યા છે તેમાં આનંદ પામવો જોઈએ. આપણા બધાંના કલ્યાણ માટે ભગવાન અવતાર લે છે. ભગવાનની લીલામાં તત્ત્વ-રહસ્ય જોવું જોઈએ.

એક વાર ભગવાને વાંસળી વગાડી. વાંસળીનો સૂર સાંભળીને ગોપીઓ

પોતાના પતિ, પુત્ર, ઘર કશાયની પરવા નહીં કરીને જંગલમાં જઈ પહોંચી. જ્યારે તે ગોપીઓ ભગવાન પાસે પહોંચી ગઈ ત્યારે ભગવાને કહ્યું કે 'તમે લોકોએ આ સારું નથી કર્યું. રાત્રિના સમયે સ્ત્રીઓએ પર-પુરુષ પાસે નહીં જવું જોઈએ.' ગોપીઓએ જવાબ આપ્યો – 'તમે વાંસળી વગાડીને અમને બોલાવવાનું નોતરું શા માટે આપ્યું? બીજી વાત, તમે કહો છો કે રાત્રિના સમયે તમારે પરાયા પુરુષ પાસે નહીં જવું જોઈએ; તે તમે શું પરપુરુષ છો? તમે તો બધાના આત્મા છો, અમારા સ્વામીઓના પણ સ્વામી છો. તમારી પાસે આવવામાં એ નિયમ લાગુ પડતો નથી. તમારી પાસે આવવામાં અપરાધ થતો નથી.' આ સાંભળીને ભગવાન હસ્યા અને સમજી ગયા કે આ ગોપીઓ મારા તત્ત્વ-રહસ્યને જાણનારી છે, કાંઈ ભલી-ભોળી નથી. એ પછી બધાંએ મળીને નાચ-ગાન કરવાનું શરૂ કર્યું, જેને આપણે 'રાસ' કહીએ છીએ. એ સમયે જાણે કે પ્રેમનું પૂર ઊમટ્યું. ગોપીઓને અભિમાન થયું કે અમારા જેવું ધન્ય અન્ય કોણ છે? એમનો આ ભાવ જાણીને ભગવાન રાસ કરતાં કરતાં અંતર્ધાન થઈ ગયા. જ્યારે ગોપીઓને ખબર પડી કે ભગવાન અને બીજી એક સખી એ બંને અદૃશ્ય થયાં છે, ત્યારે તેઓ તેમને શોધવા લાગી, ભગવાનનું પગેરુ જોઈને તેમનો પત્તો મેળવવા પ્રયત્ન કરવા લાગી. શોધતાં શોધતાં પેલી સખી મળી ગઈ. તેને પૂછ્યું, 'તું અહીં કેવી રીતે આવી?' તેણે બધી વાત કહી જણાવી. એ પછી બધાંએ મળીને ખૂબ પ્રેમથી ભગવાનની લીલા કરવાનું શરૂ કર્યું. છેવટે જ્યારે તે ગોપીઓ ભગવાનના વિરહમાં વ્યાકુળ થઈ ગઈ ત્યારે ભગવાન પ્રગટ થઈ ગયા. આ બધી લીલા છે, એમાં શું તત્ત્વ-રહસ્ય છે એ તો ભગવાન જ જાણે. હું દાવો નથી કરતો કે હું જે કંઈ કહું છું તે બરાબર જ છે. ભગવાન જાણે છે અથવા તેમના નિકટવર્તી ભક્તો થોડુંક જાણે છે કે ભગવાનની લીલામાં અલૌકિક તત્ત્વ-રહસ્ય છે.

પ્રેમ અને દયા એ ગુણ છે. નીતિ, ધર્મ શું છે? ભગવાને આદેશ આપ્યો કે રાત્રિના સમયે સ્ત્રીઓએ પોતાના પતિઓને છોડીને પરપુરુષ પાસે જવું જોઈએ નહીં. ગોપીઓ ભગવાનના રહસ્યને જાણતી હતી. તેમણે ભગવાનને જવાબ આપ્યો કે 'તમે વાંગળી વગાડી અને અમે ચાલી આવ્યાં.' વાસ્તવમાં વાત આ

જ છે. ભગવાન પરીક્ષા કરતા હતા. ગોપીઓએ તર્કસંગત અને વિવેકપૂર્વક યોગ્ય જવાબ આપ્યો. ગોપીઓ કહે છે, 'તમે પરપુરુષ નથી, બધાંના આત્મા છો; તમે પરમેશ્વર છો, તમારી બાબતમાં આ નિયમ લાગુ પડતો નથી.' આ રહસ્ય છે, ગોપનીય વાત છે.

ગોપીઓનો પ્રેમ જોઈને ભગવાને રાસ કર્યો, એ પ્રેમનો વ્યવહાર છે. ગુણોમાં પ્રેમ ઉત્તમ ગુણ છે. રાસમાં ભગવાન અંતર્ધાન થઈ ગયા, એ પ્રભાવ છે. ભક્તોના હૃદયમાં અભિમાન આવી જાય તો તે તેમના પતનનું કારણ બને છે; તેથી ભગવાન લીલા કરીને તેમને ચેતવી દે છે. જે ગોપીને સાથે લઈને ભગવાન ચાલી ગયા હતા તે આગળ જતાં કહેવા લાગી કે 'હું થાકી ગઈ છું. તમે મને ખભે ઊંચકી લો.' તેને અભિમાન થઈ આવ્યું હતું. તે પોતાને ધન્ય સમજવા લાગી. ભગવાને કહ્યું – 'વારુ, મારા ખભે બેસી જા.' તે બેસવા ગઈ તો ભગવાન અંતર્ધાન થઈ ગયા. ભગવાને ચેતવણી આપી. ભગવાનનું પ્રગટ થવું, અંતર્ધાન થવું - એ પ્રભાવ છે. એમની ભક્તોને ઉપદેશ આપવાની આ નીતિ છે. ભક્તોની સાથે ક્રીડા કરવી એ દયા-પ્રેમનો વ્યવહાર છે. આ રીતે ભગવાનની પ્રત્યેક ક્રિયામાં નીતિ, ધર્મ, તત્ત્વ અને રહસ્ય જોવાં જોઈએ. ક્યારેક ભગવાન કઠોર લીલા કરે છે, તો તેનું શું રહસ્ય છે? ભગવાન ક્યારેક ક્યારેક ભક્તોની સાથે પણ કઠોર વ્યવહાર કરે છે. ભરત, શત્રુઘ્નને છોડીને ચૌદ વર્ષ માટે વનમાં ગયા; ગોપીઓને છોડીને વૃંદાવનથી મથુરા ગયા. તેઓ લાંબો વિયોગ આપી દે છે. ભગવાન એવો વ્યવહાર શા માટે કરે છે કે જેથી ભક્તો તડપતા રહે છે? ભગવાનના વિરહની વ્યાકુળતામાં તેમનું સ્મરણ સતત રહ્યા કરે છે, અનોખો આનંદ મળે છે, પ્રેમમાં વૃદ્ધિ થાય છે, મળવાની ઈચ્છા ઉત્કટ બને છે. આવા સમયે ભગવાન મળે છે તો ઘણો આનંદ આવે છે, પ્રેમની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે. ગોપીઓને અથવા ભરતજીને ભગવાનના વિરહથી કોઈ નુકસાન થયું નથી. બીજી વાત છે – ભગવાનના વિયોગમાં ભરતજીએ જોયું કે આવી વાત છે તો હંમેશાં ભગવાનની સાથે જ રહેવું. સંયોગમાં શો લાભ છે તેની વિયોગને લીધે ખબર પડે છે. જીવનકાળ દરમિયાન જેમને લોકો ઊંચી દૃષ્ટિએ જોતા નથી તેમને તેમના મૃત્યુ પછી ઊંચી દૃષ્ટિએ જોવા લાગે છે. આજે

પણ એવું જોવા મળે છે. ગોસ્વામીજીના 'રામચરિતમાનસ'નો તેમના જીવનકાળ દરમિયાન એટલો આદર નહોતો થયો કે જેટલો તેમની હયાતી પછી થયો છે. તુલસીદાસજી ઉચ્ચ કોટિના મહાપુરુષ થઈ ગયા. તેમના જીવનકાળથી એટલા લોકોનો ઉદ્ધાર નહોતો થયો કે જેટલો તેમના મૃત્યુ પછી તેમના 'રામચરિતમાનસ'થી થઈ રહ્યો છે.

રાત્રિના સમયે વીજળીના પ્રકાશમાં સત્સંગ થઈ રહ્યો છે અથવા કોઈ નૃત્ય-સંગીત થઈ રહ્યું છે; ત્યાં એકાએક વીજળી બંધ થઈ જતાં બધાં બેબાકળાં થઈ જાય છે, વ્યાકુળતા આવી જાય છે. બે જ મિનિટમાં વીજળી ચાલુ થઈ જાય તો જાણે મરણ પામેલામાં જીવ આવી ગયો! વીજળીના વિયોગના આ દૃષ્ટાંતથી સંયોગનું શું મૂલ્ય છે એ સમજવું જોઈએ. એ જ રીતે સારા પુરુષનું અસ્તિત્વ નહીં રહ્યા પછી તેના મૂલ્યની (મહત્તાની) ખબર પડે છે. ભગવાનના વિયોગમાં તેમનામાં પ્રેમ વધે છે. ભગવાન પ્રેમમાં વૃદ્ધિ કરવા માટે વિયોગ આપે છે. ભગવાનનો સંયોગ અને વિયોગ આપણા ભલા માટે હોય છે. ગોપીઓની વિરહ-વ્યાકુળતા જોઈને ઉદ્ધવ પોતાના જ્ઞાન અને યોગને ભૂલી ગયા; અને સંભવ છે કે ભગવાનના સંયોગમાં તેમની આ દશા ન થાત.

ઉદ્ધવે ભગવાનને પ્રાર્થના કરી કે 'મને તમે ગોપીઓ પાસે જે હેતુ માટે મોકલ્યો તેનું રહસ્ય હું સમજ્યો છું. તમે મને તેમને જ્ઞાન અને યોગ શીખવવા માટે મોકલ્યો નહોતો, બલકે મને પ્રેમ શું છે તે શિખવાડવા માટે મોકલ્યો હતો. માટે હે પ્રભુ! તમે મને વેલ-પાન પણ બનાવો તો વ્રજમાં જ બનાવજો, કે જેના પર તે ગોપીઓની ચરણ-રજ પડે અને મારું કલ્યાણ થઈ જાય. ઉદ્ધવજીએ ગોપીઓની વિરહ-વ્યાકુળતા જોઈ તો તેમનીય એવી જ દશા થઈ ગઈ!

હનુમાનજીને પણ અભિમાન આવી ગયું હતું કે મારા જેવો ભગવાનનો કોઈ ભક્ત નથી; તેથી તેમને ભરતજીની દશા જોવા મળી –

**राम राम रघुपति जपत स्त्रवत नयन जलजात।**

ભરતજીએ કહ્યું – 'હે હનુમાન! હું શું આપીને તમારા ઋણમાંથી મુક્ત થાઉં?' હનુમાનજીએ જોયું કે મેં ભરતજીની જેવી પ્રશંસા સાંભળી હતી તેવા જ તેમને પ્રત્યક્ષ જોઈ રહ્યો છું. હનુમાન અને લક્ષ્મણ ભગવાનની સાથે રહ્યા,

પણ તેમનો એટલો પ્રભાવ ન પડ્યો કે જેટલો ભરતજીનો પડ્યો. માટે, સમજવું જોઈએ કે ભગવાન ભલા માટે જ વિયોગ આપે છે. ભગવાન આપણને રોગી બનાવીને તડપાવે છે તો એમાં પણ આપણું હિત જ સમાયેલું હોય છે. ભગવાનની બાબતમાં તર્કયુક્ત તપાસ અર્થાત્ ખણખોદ નહીં કરવી જોઈએ, એમના પર તો શ્રદ્ધા જ કરવી જોઈએ.

બીરબલનો સિદ્ધાંત હતો કે જે કંઈ થાય તેમાં તેઓ ખુશ રહેતા હતા. એક વાર બાદશાહે પૂછ્યું – 'તું શું એવું જ માને છે કે ભગવાન જે કંઈ કરે છે તે સારું જ કરે છે, તેઓ અહિત કરતા જ નથી, હિત જ કરે છે?' બીરબલે કહ્યું – 'હા, વાત એમ જ છે.' એક વાર બાદશાહ કોઈ તલવારની ધાર ચકાસી રહ્યા હતા, ચકાસતી વેળા આંગળી કપાઈ ગઈ, લોહી નીકળવા લાગ્યું, પીડા થવા લાગી. બીરબલને પૂછવામાં આવ્યું તો તેણે કહ્યું – 'ભગવાને દયા જ કરી છે.' આ સાંભળીને બાદશાહ ગુસ્સે થયા અને તેમણે હુકમ આપી દીધો કે બીરબલને કેદમાં નાખો. કેટલાક દિવસો પછી બાદશાહ શિકાર ખેલવા જંગલમાં ગયા. બાદશાહનો ઘોડો ઘણો ચંચળ હતો. તે બાદશાહને કોઈ ભયંકર જંગલમાં લઈ ગયો. બીજા સાથીઓ પાછળ રહી ગયા. બાદશાહ કોઈ બીજા રાજાના રાજ્યમાં જઈ પહોંચ્યા. ત્યાંના રાજાએ પોતાને પુત્ર થશે તો પોતે દેવીને નર-બલિ ચઢાવશે એવી પ્રતિજ્ઞા લીધી હતી. પુત્ર જન્મ્યો ત્યારે તેણે બલિ માટે એક માણસની શોધ કરવા દૂતોને મોકલ્યા. એ સમયે બાદશાહ કોઈ વૃક્ષ નીચે બેઠા હતા. પેલા દૂત તેમને પકડીને લઈ ગયા. દેવીના પૂજારી પંડાઓએ કહ્યું કે આની એક આંગળી કપાયેલી છે તેથી તે બલિ માટે કામનો નથી. બાદશાહને છોડી મૂકવામાં આવ્યા. બાદશાહને માલૂમ થઈ ગયું કે મારી આંગળી જો કપાયા વગરની હોત તો આજે મારું મોત જ થઈ જાત. બાદશાહ પાછા ફર્યા. રસ્તામાં તેમની સેના પણ મળી. નગરમાં આવતાં જ બીરબલને કેદખાનામાંથી તત્કાળ મુક્ત કર્યો. બાદશાહે બીરબલને કહ્યું – 'બીરબલ! તારું કહેવું સાચું છે. તે દિવસે મારી આંગળી કપાઈ નહીં હોત તો આજે મારું મોત થઈ જાત.' પછી બીરબલને પૂછ્યું – 'આંગળી કપાવાની વાત તો મને સમજાઈ ગઈ, પરંતુ તું છ મહિના કેદમાં રહ્યો એમાં ભગવાનની કઈ દયા થઈ?' બીરબલ બોલ્યો –

'મારા પર તો ભગવાનની વિશેષ દયા છે. જો હું તમારી સાથે રહ્યો હોત તો, તમે તો બચી જ જાત પરંતુ દેવીને મારો બલિ જરૂર ચડી જાત.' આ જ રીતે સમજવું જોઈએ કે બીમારી એ પાપનું ફળ છે. બીમારી મોકલીને ભગવાન આપણને પાપમાંથી મુક્ત કરે છે.

બીજી વાત એ છે કે લોકોને કોઈ કહે છે કે હું ઘણો દુ:ખી છું, તો લોકો જવાબ આપે છે કે એ તારા પાપનું ફળ છે. તેને બોધ મળે છે કે હવે પછી પાપ નહીં કરવું જોઈએ. મનુષ્યને જ્ઞાન થવા માટેનાં ત્રણ સ્થાન છે – મડદું સ્મશાનમાં જાય ત્યારે તેને જોઈને, સત્સંગની વાતો સાંભળીને અથવા માણસ જ્યારે ખૂબ બીમાર હોય, મરણપથારીએ હોય ત્યારે. આ સમયે ભગવાન ચેતવણી આપે છે. આપત્તિકાળમાં જ ભગવાનનું સ્મરણ થાય છે. કુન્તીએ ભગવાન પાસે એવું વરદાન માગ્યું હતું કે તમે મને વારંવાર વિપત્તિ આપો, કે જેથી આપનું સ્મરણ થતું રહે. કોઈકે કહ્યું છે –

**सुखके माथे सिल परो जो नाम हृदयसे जाय।**
**बलिहारी वा दु:खकी, पल पल नाम रटाय॥**

આવું દુ:ખ ઘણું જ ઉત્તમ છે. 'બૃહદારણ્યકોપનિષદ'ના પાંચમા અધ્યાયના ૧૧મા શ્લોકમાં એ વાત કહેવાઈ છે કે 'વ્યાધિને પરમ તપ સમજીને જે પ્રસન્ન થાય છે તેને તપનું ફળ મળે છે.' વ્યાધિને જે સહન કરી લે છે તેનું આત્મકલ્યાણ થઈ જાય છે, એમાં પણ ભગવાનની મોટી કૃપા જ છે.

મનુષ્ય વારંવાર દુ:ખ ભોગવે છે, તો તેથી તેની તિતિક્ષા વધે છે. પોતે દુ:ખનું રહસ્ય સમજી જાય છે તો તે બીજાને દુ:ખ નથી આપતો. ભગવાન બીમારી મોકલે છે, એ ભગવાનનો મોટો ઉપકાર છે. ભગવાનનું વિધિ-વિધાન દરેક રીતે કલ્યાણકારી હોય છે. ભગવાનના વિધાનમાં સંતોષ, આનંદ, હિત અને દયા જોવાં જોઈએ. આ શરણાગતિનું અંગ છે, ભક્તિનું રહસ્ય છે. ભગવાનની દયા ન દેખાય તોપણ તેમની દયા છે એમ માની જ લેવું જોઈએ.

ભગવાનની પ્રત્યેક લીલામાં ભગવાનનું તત્ત્વ-રહસ્ય અને તેમનો પ્રભાવ જોવાં જોઈએ. ભગવાનની ક્રિયામાં, તેમના વિધાનમાં પ્રસન્ન રહેવું જોઈએ. ગોપીઓ ભગવાનની કોઈ પણ ક્રિયા જોઈ-જોઈને પ્રસન્ન રહેતી હતી, તે જ

રીતે આપણે પણ પ્રસન્ન રહેવું જોઈએ. સંસારમાં એક જ ભગવાન અનેક રૂપો ધારણ કરીને લીલા કરી રહ્યા છે. જેમ કે – બ્રહ્માજી ગોપ-ગોવાળિયા અને વાછરડાં ચોરીને લઈ ગયા ત્યારે સ્વયં ભગવાન જ તે બધું બની ગયા. ગોપબાળકોની તમામ પ્રવૃત્તિઓ ભગવાનની લીલા હતી. તેવી જ રીતે અહીં સંસારમાં એક જ ભગવાન અનેક રૂપોમાં વિલસી રહ્યા છે અને તમામ ચેષ્ટાઓ એ તેમની જ લીલા છે. ભગવાન શ્રીરામચંદ્રજી વનમાંથી જ્યારે અયોધ્યામાં આવ્યા ત્યારે અયોધ્યાવાસીઓ ભગવાનને મળવા માટે એવાં ઊમટી પડ્યાં કે જેમ ચંદ્રમાને જોઈને સમુદ્ર ઊછળી પડે છે. સમુદ્રમાં જેમ મોજાં હોય છે તેમ અયોધ્યાવાસીઓનાં ટોળેટોળાં મોજાં સમાન છે. બધાં જ અયોધ્યાવાસીઓ ભગવાનને મળવા માગતાં હતાં, તેથી એક જ ભગવાન અનેક રૂપવાળા બની ગયા.

'अनेकरूपरूपाय विष्णवे प्रभविष्णवे।' — શાસ્ત્રોમાં આવી વાત આવે છે. આપણે પણ એવું માનવું જોઈએ કે એક જ ભગવાન અનેક રૂપો ધારણ કરી લે છે. તુલસીદાસજીના 'રામચરિતમાનસ'માં ભગવાન શ્રીરામ કહે છે –

**सो अनन्य जाकें असि मति न टरइ हनुमंत।**
**मैं सेवक सचराचर रूप स्वामि भगवंत॥**

'હે હનુમાન! તે મારો અનન્ય ભક્ત છે કે જેની બુદ્ધિ એ સિદ્ધાંતમાં અટલ છે કે ચર-અચર (જડ-ચેતન) સહુ ભગવાનનાં સ્વરૂપોનો સમૂહ છે અને હું એ બધાંનો સેવક છું.' આવી માન્યતાવાળો મનુષ્ય ભગવાનનો અનન્ય ભક્ત છે, પ્રશંસાપાત્ર છે. આપણે પણ એવું માની લઈએ તો તેથી લાભ જ લાભ છે. ગીતા પણ કહે છે –

**बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते।**
**बासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૭/૧૯)

'સાધન કરતાં કરતાં અંતિમ જન્મમાં અથવા અનેક જન્મોના અંતના જન્મમાં જેનો ભાવ એવો થઈ જાય કે સર્વ કાંઈ વાસુદેવ જ છે, તેવો મહાત્મા પુરુષ દુર્લભ છે.' આ બધી વાતો લક્ષમાં રાખીને, સંસારમાં જે કંઈ છે તે

નારાયણનું રૂપ છે અને તેઓ જ બધી લીલા કરી રહ્યા છે એવું માનવું જોઈએ. ભગવાને ઠેર ઠેર બતાવ્યું છે કે,

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम्।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૫/૨૯)

'હું સમસ્ત યજ્ઞો અને તપોનો ભોક્તા છું, સઘળાં લોકોનો મહેશ્વર છું, તમામ પ્રાણીઓનો સુહૃદ્ છું – આ પ્રકારે મને જે માને છે તે મનુષ્ય શાંતિ પ્રાપ્ત કરે છે.' કોઈ યજ્ઞ કરે છે તો ભગવાન કહે છે : હું અગ્નિરૂપે ભોક્તા છું, વૈશ્વાનર અગ્નિ બનીને જઠરાગ્નિથી જીર્ણ કરું છું (પાચન કરું છું); જે કંઈ યજ્ઞ, દાન, તપ, પૂજા કરો છો તે બધું હું જ ગ્રહણ કરું છું; ગાયને ઘાસ નીરવામાં આવે તો એવું સમજો કે હું જ તેનો સ્વીકાર કરું છું. બધાંને નારાયણ સમજીને સત્કાર કરો. मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव, अतिथिदेवो भव।આ બધાં દેવ અર્થાત નારાયણ છે. અતિથિને નારાયણ સમજીને ભોજન કરાવવાથી પરિણામસ્વરૂપે ભગવાન જ મળે છે. નામદેવજી રોટલીઓ બનાવતા હતા, કૂતરો આવ્યો અને રોટલી ઉપાડીને નાઠો; તો તેઓ ઘીનો વાડકો લઈને પાછળ-પાછળ દોડ્યા અને કહ્યું – 'મહારાજ! રોટલી ચોપડવા તો દો.' અંતે ભગવાન પ્રગટ થયા. એક વખત તેમની ઝૂંપડીમાં આગ લાગી, તેમાં કેટલોક ભાગ બળી જવામાંથી બચી ગયો; તો તેને પણ તેઓ આગમાં નાખવા લાગ્યા. તેમણે અગ્નિને સાક્ષાત્ નારાયણ જ માન્યા. ભગવાને કહ્યું છે –

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૬/૩૦)

'જે સર્વત્ર મને જુએ છે અને બધું જ મારામાં અંતર્ગત જુએ છે તેને માટે હું કદી અદૃશ્ય હોતો નથી અને ન તો તે પણ મારાથી અદૃશ્ય હોય છે.' જેની આવી સ્થિતિ થઈ જાય છે તે મહાત્મા છે. એ ખ્યાલમાં લેવું જોઈએ કે ભગવાને જ્ઞાની ભક્તની વિશેષ પ્રશંસા કરી છે.

**चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ॥**
**तेषां ज्ञानी नित्ययुक्तः एकभक्तिर्विशिष्यते।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૭/૧૬, ૧૭)

'હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ! હે અર્જુન! ઉત્તમ કર્મ કરનારા અર્થના ઇચ્છુક, આર્ત, જિજ્ઞાસુ અને જ્ઞાની – આ ચાર પ્રકારના ભક્તજનો મને ભજે છે. તેઓમાં નિત્ય-નિરંતર મારામાં એકીભાવે સ્થિત અનન્ય પ્રેમભક્તિવાળો જ્ઞાનીજન અતિ ઉત્તમ છે, કારણ કે મને તત્ત્વતઃ જાણનારા જ્ઞાનીને હું પ્રિય છું અને તે જ્ઞાની મને પ્રિય છે.'

ભગવાન કહે છે –

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्॥**

'હું સર્વપ્રાણીઓમાં સમભાવપૂર્વક વ્યાપ્ત છું, કોઈ મને અપ્રિય નથી અને કોઈ મને પ્રિય નથી; પરંતુ જે ભક્તો મને પ્રેમથી ભજે છે તેઓ મારામાં છે અને હું પણ તેમનામાં (પ્રત્યક્ષ પ્રગટ) છું.'

એક અલૌકિક વાત છે. ભક્તો ભગવાનને કેવા પ્રિય છે! એક વખતે ભગવાન રુક્મિણીજી સમક્ષ રાધાજીની વિશેષ પ્રશંસા કરવા લાગ્યા, તો રુક્મિણીજીને ઈર્ષ્યા થઈ કે હું ભગવાનની આટલી સેવા કરું છું, ને છતાં પણ આ તો તે ગોવાલણીની આટલી પ્રશંસા કરે છે.

એક વાર ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજી પરિવાર-સહિત સિદ્ધાશ્રમ તીર્થમાં સ્નાન કરવા ગયા. નસીબજોગે ત્યાં રાધાજી પણ સખીઓ સાથે સ્નાન કરવા માટે આવ્યાં હતાં. ભારે ઉલ્લાસપૂર્વક બંને પક્ષોનું મિલન થયું. ભોજન વગેરે પત્યા પછી શ્રીરુક્મિણીજીએ જાતે જ શ્રીરાધાજીને દૂધ પિવડાવ્યું. ત્યારબાદ શ્રીરાધાજી પાછાં ચાલી ગયાં. રાત્રે નિત્યનિયમ મુજબ રુક્મિણીજી ભગવાનના ચરણ ચાંપવા લાગ્યાં ત્યારે તેમણે પગમાં ઘણા ફોડલા થયેલા જોયા. રુક્મિણીજીએ ભગવાનને આનું કારણ પૂછ્યું. પહેલાં તો ભગવાને વાત

ટાળવાની કોશિશ કરી, પણ આખરે વિશેષ આગ્રહપૂર્વક પૂછવાથી કહ્યું – 'રાધાના હૃદયમાં મારાં ચરણકમળ વિરાજમાન છે. તમે તેમને ખૂબ ગરમ દૂધ આપ્યું હતું, તે દૂધ તેઓ તમે આપ્યું છે એમ સમજીને પી ગયાં. દૂધ તેમના હૃદયયાં ગયું અને તેથી મારા ચરણોમાં ફોડલા પડી ગયા.' ભગવાને કહ્યું – 'મારા પગમાં છાલાં પડવાનું બસ આ જ કારણ છે.' ભગવાન હરહંમેશ રાધિકાજીની પ્રશંસા કરતા રહેતા હતા તેનું કારણ પણ રુક્મિણીજીને સમજાઈ ગયું.

જે ભગવાનને પોતાના હૃદયમાં વસાવી લે છે તેને ભગવાન પોતાના હૃદયમાં વસાવી લે છે. આપણે ભગવાનને હૃદયમાં વસાવી લઈએ કે ભગવાન આપણને તેમના હૃદયમાં વસાવી લે તો લાભ જ લાભ છે. ભગવાન આપણને તેમના હૃદયમાં વસાવી લે છે તો આપણા તમામ શરીરનું સ્નાન (–શુદ્ધિ) થઈ જાય છે. ગોપીઓના તથા ભરતજીના દૃષ્ટાંતથી એ બતાવ્યું છે કે પહેલાં ભગવાન સાથે સંયોગ થયો અને પછી વિયોગ થયો. એ વિયોગ (આગામી) સંયોગ પૂર્વેનો છે. વિયોગ થયા પછી પણ ભગવાન સાથે ગોપીઓનો હૃદયથી સંયોગ હતો અને વિયોગ માત્ર દેખીતો હતો. વ્યવહાર પણ વિયોગ જેવો જ થતો હતો. આ વ્યવહાર સંયોગ કરતાં ચઢિયાતો છે. આ રીતે તડપાવું એ પણ આનંદસ્વરૂપ છે. આપણે વિયોગ અને પ્રેમના તત્ત્વને શું સમજી શકીએ? જ્યાં સુધી ભગવાન મળતા નથી ત્યાં સુધી ભગવાન શું છે, તેમને મળવામાં શો આનંદ છે એ આપણે સમજતા નથી. વાત એ છે કે ભગવાન કેવી રીતે મળે? મળવાની ઉત્કટ ઇચ્છા કે ભૂખ જ મળવાનો ઉપાય છે. મળવાથી કેવી શાંતિ મળે છે, કેવો આનંદ આવે છે, મળવાની ઉત્કટ ઇચ્છા એ શું છે - આ બધું વર્ણનાતીત (અવર્ણનીય) છે. ભગવાનને મળવાનો ઉપાય છે – રાતદિવસ એવી લગનીમાં રહેવું કે ભગવાન કેમ મળે. આવી લગની હોવી એ ભજન કરતાં ઓછા મહત્ત્વની નથી. લોભી માણસને એવી લગની લાગી હોય છે કે રૂપિયા કેમ મળે. તેને રૂપિયા મળે પણ છે અને નથી પણ મળતા, કારણ કે રૂપિયાનો સંબંધ તો પ્રારબ્ધ સાથે છે. આપણે ભગવાનને ચાહીએ છીએ તો ભગવાન પણ આપણને ચાહે છે; પરંતુ આપણે રૂપિયાને ચાહીએ છીએ તો રૂપિયા આપણને ચાહતા નથી, કારણ કે રૂપિયા જડ ચીજ છે. સંસારમાં આપણો કોઈ મિત્ર હોય તેને આપણે ચાહીએ, તો તે મિત્ર

જો લાયક હશે તો બદલામાં આપણને ચાહશે. ભગવાનની બાબતમાં એ વિશેષ વાત છે કે ભગવાનને આપણે ચાહીએ તો ભગવાન આપણને ચાહે જ છે. તેથી ભગવાનને મળવાની ચાહના વધારવી જોઈએ. ભગવાનની સાથે આપણો આત્મીય સંબંધ છે. જેમ પુત્ર પિતાનો અંશ છે તેવી જ રીતે જીવાત્મા પરમાત્માનો અંશ છે. ભગવાને કહ્યું છે –

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૫/૭)

'આ જીવલોકમાં અર્થાત્ દેહમાં જે જીવાત્મા છે તે મારો જ સનાતન અંશ છે.'

તુલસીદાસજી પણ કહે છે –

**इस्वर अंस जीव अबिनासी। चेतन अमल सहज सुखरासी॥**

માટે જ આપણો ભગવાન માટેનો પ્રેમ સાહજિક જ હોવો જોઈએ. આપણે ઈશ્વરના અંશ છીએ, ઈશ્વરના હૃદયના ટુકડા છીએ; જેમ કે પુત્ર માતાના હૃદયનો ટુકડો હોય છે. ઈશ્વર આપણો જેટલો ઉપકાર કરે છે તેટલો ઉપકાર અન્ય કોઈ કરી શકતું નથી. ઈશ્વર નિર્હેતુક-અકારણ પ્રેમ કરે છે. તેમના માટેનો આપણો વિશેષ પ્રેમ સ્વાભાવિક જ હોવો જોઈએ. ભગવાનનો આપણી સાથે આત્મીય સંબંધ છે અને તેમનો પ્રેમ નિર્હેતુક છે. ભગવાનનાં ગુણ, પ્રભાવ, ટેક અને મહિમા ખુદ આકર્ષણ કરનારાં છે, પ્રતિપળ આપણને પોતાની તરફ આકર્ષતાં રહે છે. તેથી ભગવાન પ્રત્યે આપણો વિવેક-વિચારપૂર્વકનો ઝુકાવ હોવો જોઈએ. અંતઃકરણ શુદ્ધ થવાથી, અંતઃકરણ પરથી પડદો હટી જવાથી ભગવાન પ્રત્યે આપણો ઝુકાવ થશે. ઈશ્વરનો મહિમા સાંભળવાથી આપણામાં ઈશ્વરને મળવાની ચાહના જાગશે. ભગવાનને વારંવાર પ્રાર્થના કરવી કે તમે બધું જ કરી શકો છો, હું તમને મળવા ઇચ્છું છું. આવી પ્રાર્થનાની અસર પડે છે. ઈશ્વરને મળવાની ચાહના તેમને પ્રેમ કરવાથી, તેમના વિષયમાં સત્સંગ કરવાથી થાય છે.

**हरिब्यापक सर्बत्र समाना। प्रेम तें प्रगट होहिं मैं जाना॥**

**बिनु सतसंग न हरिकथा तेहिं बिनु मोह न भाग।**
**मोह गएँ बिनु रामपद होइ न दृढ़ अनुराग॥**

ભગવાનને મળવા પહેલાંની વિરહ-વ્યાકુળતા જ ભગવાનને મેળવી આપનારી છે. અત્યાર સુધી આપણને ભગવાન મળ્યા નથી, કારણ કે આપણામાં એવી વ્યાકુળતા થઈ નથી. ગૌરાંગ મહાપ્રભુ ભગવાનના વિરહમાં વ્યાકુળ થઈને રઝળ્યા તો તેમને ભગવાન મળ્યા. તે જ રીતે મીરાં પણ વિરહવ્યાકુળ થઈને ભગવાનનાં ગુણગાન કરતી હતી તેથી તેને પણ ભગવાન મળ્યા. વ્યાકુળતા તો અત્યંત ઊંચી કક્ષાની ચીજ છે. ભગવાનના ગુણ-પ્રભાવ તરફ લક્ષ જશે, સત્સંગ કે મહાપુરુષોનો સંગ થશે તો હૃદયના મળ-દોષોનો નાશ થશે અને ફળસ્વરૂપે ઈશ્વરને મળવાની ઉત્કટ ઇચ્છા થશે. ભગવાનના નામના જપની, સત્સંગની અને મહાપુરુષોનાં વચનોની આવૃત્તિ કરવાથી (અર્થાત્ વારંવાર તેનું આચરણ કરવાથી) ભગવાનને મળવાની ઉત્કટ ઇચ્છા થશે.

તુલસીદાસજીએ ભગવન્નામના જપની વાત કહી છે –

**सुमिरिअ नाम रूप बिनु देखें। आवत हृदय सनेह बिसेषें॥**

ભગવાનનું રૂપ જોયા વિના પણ, ભગવાનના નામના જપ કરવાથી ભગવાને બાધ્ય બનીને આવવું પડશે.

જેને ભગવાનમાં પ્રેમ, શ્રદ્ધા-વિશ્વાસ હશે તે ભગવાન પર જ નિર્ભર હશે. ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, તત્ત્વ-રહસ્ય, મહિમા તથા શ્રદ્ધા સંબંધી વાતો સાંભળવી, ગ્રંથોમાં વાંચવી, મનથી તેનું મનન કરવું, વાણીથી ભગવત્-કીર્તન કરવું, ભક્તોમાં ભગવચ્ચર્ચા કરવી, મનનો સંયમ કરવો વગેરે ભગવત્પ્રાપ્તિનો અભ્યાસ છે. આ રમણ છે અને એનાથી હૃદયનો અંધકાર દૂર થાય છે અને ભગવાનના તત્ત્વ-રહસ્યનું વિશેષ જ્ઞાન થાય છે, શ્રદ્ધા-પ્રેમ થાય છે અને પછી ભગવાનને મળવાની ઇચ્છા થાય છે. એ પછી ભગવાનનો વિશેષ પ્રભાવ જાણી શકાય છે અને સાચું - અસલી ભજન-ધ્યાન થાય છે, કે જે થકી ભગવાન પ્રગટ થઈને દર્શન આપે છે.

~~~~
~~~~